મઝદયસ્ની ઝરથોશ્તી દીનનો, ટુંક સમજણ

# ઝરથુશ્ત્રના ગાથા

તેમજ પાછળથી રચાએલાં અવસ્તાના લખાણ પ્રમાણે.

મઝદયસ્ની ઝરથોશ્તી દીનની ટુંક સમજણ.



# ઝરથુશ્ત્રના ગાથા

તેમજ પાછળથી રચાએલાં અવસ્તાના લખાણ પ્રમાણે.




કર્તા :—

લેડી દસ્તુર.









૧૯૪૩.

# મઝદયસ્નની ઝરથોશ્તી દીન.



## ભાગ ૧ લો.



ઝરથોસ્તી મહઝબ, **મઝદયસ્નની દીન** યા **મઝદયસ્નની ઝરથોશ્તી દીન** તરીકે ઓળખાય છે; એટલે કે કુલ સ્રષ્ટીનાં પેદા કરનાર **મઝદાની દીન** અથવા તો **તે દીન જે મઝદાએ ઝરથુશ્ત્રને ખુલ્લી કીધી, અને જે ઝરથુશ્ત્રે દુન્યાને આપી.**

આ દીનમાં, દુન્યાનો પેદા કરનાર અને તેની ઉપર રાજ ચલાવનાર તરીકે, **અહુરમઝદ એકલાને,** વગર શંકાએ અને ભાર મુકી કબુલ કરવામાં આવ્યો છે.

**દએન.** આ શબ્દ **ધર્મ** માટે અવસ્તા શબ્દ છે; અને જે દીન ઝરથુસ્ત્રે શીખવી તે **વેહ દએન,** એટલે **ભલી દીન** યા **સાચ્ચી દીન** તરીકે ઓળખાય છે.

**જસ્મે અવંઘહે મઝદ.** આપની દરરોજની આ બંદગીને **દીનનો એકરાર** તેમજ **સૌથી સરસ કાયદો** કરી કહેવામાં આવ્યો છે, કારણ આ બંદગીમાં **તમામ સારો કાયદો અને તેને લગતું તમામ સારૂં જ્ઞાન** સમાઈ જાય છે. આ બંદગીમાં, હું **મઝદયસ્નાન છું**, હું **મઝદયસ્નાન ઝરથોશ્તી છું** એમ એકરાર કરતાં વાજબી મગરૂરી લેવામાં આવે છે. **એકજ** ખોદાને માની, **તે એકલાનીજ** માન સહીત અને નમનતાઈભરી બંદગી કરવા કબુલ કરવામાં આવે છે. પવીત્ર વીચાર, સાચ્ચા સખુન અને સારાં કાર્યોથી **તેને** ખુશાળ કરવાને કોશેશ કરવા, તેમજ તમામ મતફેરીઓ અને કજ્યાને **સારી સમજદારી અને આપ લેથી** દુર કરી **ભાઇબંધી અને શાંતી** સ્થાપવા કબુલ કરવામાં આવે છે.

અહુરમઝદી ઝરથોસ્તી દીનને **પવીત્ર કરનાર** તરીકે પણ ઓળખાવી છે, કારણ તેની મુળ અને એક નેમ, માણસનાં આત્માને અને તેનાં ખવાસને પવીત્ર કરવાની છે. વંદીદાદનાં નીચલા ફકરાઓમાં આ બાબેનો ઇસારો છે :—

"સ્પીતમાન ઝરથુસ્ત્ર ! મઝદયસ્ની દીન, અશો માણસની અંદરથી, તમામ અપવીત્ર વીચાર, તમામ અપવીત્ર સખુન તમામ અપવીત્ર કાર્ય દુર કરે છે. જેમકે દક્ષીણ તરફથી જોરથી ફુંકાતો પવન Space of Atmosphere માંથી પસાર થઈ તેને સ્વચ્છ કરે છે."

અને :—" ઓ અશો ! તારી કરણીને (ખવાસને) તું પવીત્ર બનાવ."

આ ધર્મમાં ઉદ્દયોગને ઘણું ઉંચ સ્થાન આપવામાં આવ્યું છે :—

" મઝદયસ્ની દીનતું વધવું શું અને કેમ છે ?" ત્યારે અહુરમઝદે ઝરથુસ્ત્રને જવાબ આપ્યો, "તે ઉમંગ અને કળાથી અનાજ ઉગાડવામાં, ઓ સ્પીતમાન ઝરથુસ્ત્ર! જે અનાજ ઉગાડે છે, તે પવીત્રાઇ ઉગાડે છે. તે વધારાથી મઝદયસ્ની દીનને આગળ વધારે છે !"

---

## ગાથા.

**ગાથા** શબ્દ "ગાઇ" **ગાવું** ઉપરથી આવે છે; અને જે બંદગીઓ "ગાથા" તરીકે આપણે ઓળખ્યે છીએ, તે **ઝરથુશ્ત્રનાં પોતાનાં જોડલાં ગાયણોમાનાં** હાલ આપણી પાસે જે હૈયાત છે તેને લાગુ પડે છે; જે અસલ સાચ્ચો ધર્મ ઇરાન સરઝમીનનાં માહન કવી-પયગમ્બર અશો ઝરથુસ્ત્રે શીખવ્યો **તે** ધર્મ આ ગાથાઓમાં ગંથાયલો છે.

## ગાથાઓ તે ઝરથુશ્ત્રની જીંદગીનો અહેવાલ અને જીંદગીનું કામ.

આ હૈયાત ગાથાઓ જો કે અધુરા છે (જ્યારે અરબોએ ઇરાન જીત્યુ ત્યારે આનો મોટો ભાગ નાશ થવા પામ્યો હતો.) તો પણ તે આપણા માહન પયગમ્બરનું **જીવન ચારીત્ર** અને તેઓની જીંદગીનું માહભારત કામ રજુ કરે છે. આ ગાથામાં ઝરથુસ્ત્ર પોતે પોતાનાં વીચાર, સખુન અને કાર્ય બાબે બોલે છે, અને એવોનાં ઝમાનાનાં લોક અને બીજી હકીકતો ઉપર અજવાળું ફેંકે છે. આ ગાથાઓમાં પોતાની મુશકેલીઓ, વાસ્તી, શંકા, ઉમેદો, પોતે માથે લીધેલું કામ, અને તેમાં નડતી નડતલો અને અંતે સફળતા, આ તમામ બાબદો ઝરથુસ્ત્રે પોતે વર્ણવી છે. કેટલેક ઠેકાણે આ ગાથાઓમાં ઝરથુસ્ત્રે પોતા માટે આ રીતે ઇસારો કરે છે, જેમ કે :—

"ઝરથુસ્ત્ર! તારો સાચ્ચો દોસ્ત કોણ તે મને તું કહે!"

અથવા "જે કોઈ આ માહન કામમાં ઝરથુસ્ત્રને મદદ કરવા તયાર છે, તે શખ્સ તેને (મઝદાને) ખુશાળ કરશે!"

## ઝરથુશ્ત્રનો ઝમાનો.

અવસ્તાનાં અભ્યાસીઓ, ઝરથુસ્ત્રનાં ઝમાના વીશે લખતાં, તે ૩૦૦૦ થી ૫૦૦૦ ક્રાઇસ્ટની આગમચના ઝમાનામાં મુકે છે.

**ઝરથુશ્ત્ર એક "પાયો નાખનાર" અને પોતાના ઝમાનામાં પોતાના ઉંચ વીચારો અને માહુન આત્મશકિતઓને લીધે બીજાંઓથી તદ્દન અલગ સપાટી ઉપર જણાતા.**

પ્રોફેસર જેમ્સ હોપ મુલટન કહે છે:—

"ઝરથુસ્ત્રે પોતાનાં ગાથાઓમાં આ દીન વાશેનાં જે વીચારો રજુ કર્યાં છે, તે વીચારોની બુલંદી અને પવીત્રતાની નીરમળતા બાએ જ્યારે આપણુ ખ્યાલ કર્યેં છીએ, જ્યારે આપણુ વીચાર કર્યેં છીએ કે તે દુર ઝમાનામાં, એવો એક "પાયો નાખનાર અથવા મંડાંન કરનાર" નર હતા (Pioneer હતા) ત્યારે આપણુ હેરત પામ્યે છીએ. એઓની આગમચ જો કોઇ જુજ થઇબી ગયા હોય છતાં એઓની ઉંચ આત્મીક ટોંચની સપાટી ઉપર પોંહચનાર, યા તો એઓની માહુન આત્મીક ફતેહ મેળવનાર તે હતા નહી. ઉપરાંત ઝરથુસ્ત્ર ખુદ **પોતાના** ઝમાનામાં (પોતાના ઉંચ વીચારો અને માહુન

શકિતઓને લીધે) બીજાઓથી તદ્દન અલગ અને ઘણી ઉંચ સપાટી ઉપર ગોયા હોય તેમ જણાતા. એઓનું ઉંચ શીક્ષણ સમજનાર હોય એમ કોઈ દીસ્તું નહી. કાંઇક વર્ષો એઓ અહીં તહીં ફરી, પોતાનાં મહઝબની ખુબીઓ વીશે બોલતા, પણ છેવટની ફતેહ આવી તે આગમચ ઘણા વર્ષો, ઘણીએ વખત એઓ નાઉમેદ બનતા. પોતાના માહભારત હેતુની સચ્ચાઇમાં અખંડ વીશ્વાસ ધરાવનાર તરીકે, તેમજ તે સચ્ચાઇનાં વીશાળ ઉંડાણપણા અને વહેવારૂ સમજશકિતનાં અદ્દભુત જોડાણ કરનાર તરીકે, તેમજ વીચારની પવીત્રતા અને સ્વચ્છતા માટે, તે ઘણા દુર ઝમાનામાં ફાલો આપનારા સરદારોમાં ઝરથુસ્ત્ર **એઅલા નર** તરીકે બુલંદ ટોંચ ઉપર દબદબા સાથ રોશની ફેંકતા ઉભેલા આપુને જણાય છે.”

## તમારા ધર્મનો સાચ્ચો ભાવાર્થ સમજતા થાઓ.

..."અને ટુંકમાં બોલતાં તમને હું આજુજી કરૂં છું, (તમને કે જેઓ ઝરથુસ્ત્રનાં ધર્મ માટે આટલા મગરૂર છો), હું તમને આજુજી કરૂં છું કે તમારી કોશેશમાં વધુ અને વધુ જોમ આમેજ કરી, તમારા પોતામાં અને તમારા લાગતાવળગતાઓમાં **ધર્મ** એટલે શું, ધર્મ શું ચીજ છે, તે

વીશેનો સાચ્ચો ખ્યાલ ઉત્પન્ન કરો. જે લોક એક ઉંચ અને સ્વચ્છ દીન પોતા સારૂ મેળવવા ભાગ્યશાળી બન્યા છે, તે લોક આગળ ચાલતાં કોઇકિ રીતે તે દીનનાં પેહલ્લા સ્વચ્છ આદર્શો ભુલતા જાય છે; તેઓ ધર્મનો અસલ ભાવાર્થ ખોઇ બેસે છે, અને ઉપરટપકેની ચીજોને વળગી રહે છે."

## ઉપરટપકેની ચીજોને ચીવ્વટાઇથી વળગી રહી, મુળ હેતુ ના વીસરતા જાવો.

..."પોતાને એક ચુસ્ત (orthodox) ઝરથોસ્તી તરીકે ઓળખાવી, ક્રીયાઓ ઘણી બારીકીથી કરાવી, એક "માહન ધર્મ ધરાવનાર" હોવાને મગરૂર બનવું એમાંજ માત્ર તમારો **આખો, ખરો ધર્મ** સમાઇ જતો નથી. જો તમામ ધ્યાન માત્ર ક્રીયાઓ કરાવવામાંજ રોકો, અને ક્રીયાઓ માટેજ જુસ્સો ધરાવો, તો તેવી રીતે કરાવેલી ક્રીયાઓ, "ચાવી આપીને ચલાવેલી વસ્તુ" મીસાલ બની જવાની ધાસ્તીમાં આવી પડે છે; અને "સાચ્ચો ધર્મ" શું છે તેની સમજણુ નહી જેવી થઇ જાય છે તે ઠીક નહી. આપણામાંનો એકે-એક આસામીને "ધર્મ કાંઈ છે" એમ સમજતાં થવું હોય તો દરેકની **રોજની જીંદગીમાં** "દીલનાં સાચ્ચા ધર્મ"નેજ પેહલું સ્થાન આપવાની અગત છે. આપણો ખોદા એવા ધર્મથી કદી રાજી નથી થતો કે જે ધર્મ આપણી રોજની રેહણીકરણી ઉપર પોતાની સારી અસર કરી, સારો છાપ

બેસાડી શકે નહી. "માત્ર હોઠથી નહી પણ **જીગરથી** કરેલી બંદગીની ખાસ જરૂર છે."

## જીંદગીમાં ધર્મને પેહલું સ્થાન આપો.

અહુનવદ ૩૩ (૮) માં ઝરથુસ્ત્ર દોઆ ગુઝારે છે :—"ઓ અહુરા મઝદા! બંદગીની ખરી નેમ સમજવા માટે તું મને રોશની બક્ષ! ધર્મના શા પાળણથી હમેશગીનું સુખ મલે છે, તે બાબદ તું મને શીખવ! કે જેથી **તારી** નેમ શું છે તે ખરી રીતે સમજી, **તારી** બંદગી, મારાં દીલની સચ્ચાઈ અને દીલની ખુશાળીથી હું કરી શકું! **તુને** ખુશાળ કરવામાં મારે માટે હોજો, આ દુન્યાનુ ખોરદાદનુ સુખ, અને પેલી દુન્યાનું અમેરેતાતની હમેશગીનું સુખ!"

## ધર્મ અને બંદગીનો હેતુ.

ત્યારે જે આપુને ખુદ ઝરથુસ્ત્રે શીખવ્યું તે આ કે, જો બંદગીની ખરી નેમ પાર પાડવી હોય, અને ધર્મના ખરા ફાયદા મેલવવા હોય, તો **ખરાં દીલની સમજણ સાથ, તેમજ દીલની સચ્ચાઇ અને ખુશાળીથી, અહુરમઝદની બંદગી કરવી,** કે જેથી બન્ને દુન્યાનું સુખ પ્રાપ્ત કરી શકાય.

———:૦:———

# ગાથાના શીક્ષણની ટુંક સમજણ.

## ભાગ બીજો.

"જનમથી અશોઇમાં ઉધરવું, આ સૌથી સરસ છે." (યસ્ન ૪૮, ૫).

### અશોઇ.

કોઇબી બીજી ભાશામાં "અશોઇ" નો ઉકેલ કરવો કઠણ થઇ પડે છે, કારણ તેમ કરતાં આ ઉમદા શબ્દમાં જે તમામ ખુબીઓ સમાઈ છે, તેના ઉંડાણમાં પહોંચી શકાતું નથી.

**અશોઇ**નો અર્થ ટુંકમાં કહીએ તો "તમામ સારો કાયદો, અને તેનાથી ઉત્પન્ન થતું તમામ સારૂં." આ તમામ સારો કાયદો અને તેનાથી ઉત્પન્ન થતું તમામ સારૂં, એ અશોઇનો **અરક** સમાન છે. એકી વખતે તેનો અર્થ—"પવીત્રાઇ, સચ્ચાઈ, કાયદો અને વ્યવસ્થા, ઉમદા કાર્ય અને આત્મીક અને દુન્યવી તમામ ભલી પેદાયશનું આગળ અને વધુ આગળ વધવું" એમ થાય છે.

એક જરથોસ્તી બાળકને સૌથી પેહલ્લી નાની બંદગી જે શીખવવામાં આવે છે તે "અષેમ વોહુ" છે. આ બંદગીનો અર્થ નીચે મુજબ છે:—

## અષેમ વોહુ.

"**અશ** સરસ કાયદો છે. તે સૌથી સરસ કાયદો છે. તે આ પ્રમાણે છે: સુખ તેને હોય છે, જે સૌથી સરસ અશોઇને માટે અશો બને છે." (નહી કે આપ મતલબ અને દુન્યવી દેખાવ માટે).

બીજું બચગીનું શીક્ષણ તે "હુમત, હૂખ્ત, હવરેશ્ત" નું હોય છે. (મનશની, ગવશની, કુનશની અથવા ભલો વીચાર, ભલા સખુન, ભલાં કામ).

## હુમત, હૂખ્ત, હવરેશ્ત.

આ ઉપરથી જોઇ શકાય છે કે જો એક જરથોસ્તી બાળકને બચગીથી ઉપલાં બે ટુંક શીક્ષણ આપવામાં આવે તો તે બાળક જરૂરજ "જનમથી અશોઈમાં ઉધરે છે." તે સમજતું થાય છે કે તેને માટે **હર વખતે સાચ્ચું બોલવું અવશ્ય છે;** જેમ મોટું થાય છે તેમ, તનની પવીત્રાઈ અને મનની પવીત્રાઈ વીશે સમજતું થાય છે. તે સમજે છે કે એક "ખોટાં" ને હાંકી કાઢવા, તેની જગ્યા ઉપર "ખરૂં" મુકવાની જરૂર છે; કારણ, "સારૂં વીચારી

સારૂં બોલ્યાથી અને સારૂં કર્યાથી," તેના મનમાં "ખુરે વીચાર, ખુરે સખુન અને ખુરાં કાર્યની જગ્યા હોઈ શકતી નથી. આથી "ખોટું" દુર નાસી જઇ નાબુદ થાય છે. **આ સચ્ચાઇ** જે એકી વખતે સાદી અને બુલંદ છે, તેમાં એક એવો કાયદો સમાઇ જાય છે, જે કાયદો,—દુન્યાનાં **તમામ બદલાતા વખતો અને તમામ બદલાતી અવસ્થાઓમાં** "સદા નહી બદલાતો અને એકસરખો" રહે છે. અને આજ કાયદો જરથુસ્ત્રના ગાથાઓનાં તમામ શીક્ષણમાં એક મધ્યબીંદુ તરીકે કામ બજાવે છે. શું અભણ કે શું શીખેલો, આ કાયદો સહેલથી સમજી શકે છે. અને દરરોજ તેનો **અમલ** કર્યાથી દુન્યાનું કોઈ પણ માનવી "ભલાં મનની બુધ્ધી અને દીલની ખુશાળી" માં આગળ અને વધુ આગળ વધી શકે છે.

## કુલ ખલકતનો ધર્મ હોઇ શકે.

આ કારણસર જરથોસ્તી ધર્મને "કુલ ખલકતનો ધર્મ" ની ઉપમા સચ્ચાઇથી આપી શકાય એમ છે; કારણ તેનો "સચ્ચાઈ ઉપર રચાયલો કાયદો" **કોઇબી** જમાનાના તમામ માણસજાતને પેશ પડતો થાય છે.

## મઝદએ દુન્યાને પોતાનાં ભલા વીચારમાંથી ઉત્પન્ન કરી, તેને "અશ"ના કાયદાથી ચલાવે છે.

વીજ્ઞાનશાસ્ત્રનાં તીક્ષણ અજવાળાં સામે પણ વગર ધાસ્તીએ તે ટકી શકે છે; કારણ ઝરથુસ્ત્રે કહ્યું છે જે "તમામ દુન્યાને અહુરમઝદે "**તેના**" **સૌથી સરસ વીચાર** યા **સૌથી સરસ મનથી** ઉત્પન્ન કરી,—તેની ઉપર "અશ"નાં આગળ અને આગળ વધારનાર કાયદાથી (સૌથી સરસ વ્યવસ્થા, સૌથી સરસ સચ્ચાઈ, અને સૌથી સાચ્ચા ઇનસાફનાં કાયદાથી), રાજ ચલાવી રહ્યો છે. ગાથામાં આ મુજબ આવે છે:—"તુંજ તે માહબારત અચુક પ્યાર છે, જે પવીત્ર પ્યારથી હમારાં ભલાંને માટે, **તારાં ભલાં મનની મોટાઇથી**, આ ખુશાળી ઉપજાવનારી દુન્યા તેં પેદા કરી! (૪૭, ૩). અને "**તારા** ઇનસાફી રાજમાં **તું પોતે, તારા સૌથી સરસ મન સાથ** અને **તારા અશ**નાં કાયદા સાથ ગોયા એક હોય તેમ વસે છે!" (યસ્ન ૪૪, ૯.)

એ બાબદો ઉપર મોટો ભાર મુકવામાં આવે છે:—

(૧) "ખરું શું અને ખોટું શું" તે સમજી શકવાની શકતી.

(૨) મરજીનું છુટાપણું.

## ખરૂં અને ખોટું સમજવાની શકતી; મરજીનું છુટાપણું.

"આ ખરૂં છે તેથી આજ કરવું" એમ કોઇને પણ તેની મરજી ઉપરાંત ફરજ પાડી શકાય નહી. પણ સાચ્ચો માર્ગ સમજાવી તેના ફાયદા દેખાડવા, તેમજ ખોટા માર્ગનાં ગેરફાયદા દેખાડવા; ત્યાર પછી બન્ને ઉપર ઉંડો વીચાર કરી, "પોતાને માટે જે સૌથી સરસ" માલમ પડે, તે પ્રમાણે દરેકે પોતા સારૂ નક્કી કરવાનું છે. ઝરથુસ્ત્રની પેહલ્લી વાયજમાં એનો સાર સ્પશત મલે છે:—

"તમારા કાન ધરો! મારા બોલોનાં ખરાં ઉંડાણમાં જોતાં થાઓ! તમારી વીચાર શકતીની તમામ રોશનીથી તેની ઉપર દરયાફ્ત કરો! પુરો અને લાંબો વીચાર કરો! હુશયાર બનો! ઉઠો! અને દરેક પોતા માટે પોતાનો ધર્મ અખત્યાર કરો! (યસ્ન ૩૦, ૨.)

"તમામ ખલકતનો એકજ સર્વોતમ પેદા કરનાર અને રાજ કરનાર અહુરા મઝદા છે." આ બાબદ ગાથામાં વગર શંકાએ ઝરથુસ્ત્રે કબુલ કરી છે.

## એકલા અહુરમઝદનીજ સેતાયશ કરવી.

આ બાબદ તદ્દન સાચ્ચી છે. તેના પેદા કરેલા સુરજ, ચંદ્ર, સેતારા, આસમાન, વીજળી અને આતશમાં આપણે તેનો ચળકાત, તેજ, ખોરેહ,

પવીત્રાઈ ઓળખી શકીયે છીએ. તેનો ખ્યાલ આપણામાં લાવવા માટે, તેનાજ પેદા કરેલા સુરજ અથવા આતશ કરતાં કોઈબી વધુ ઉમદા ચીન્હ છે નહી; સુરજ અને આતશ કોઇ પણ ચીજને પાક કરવાની શકતી ધરાવે છે; પણ તે નજીસાતનાં સમાગમમાં આવવા છતાં, તેનાથી અપવીત્ર બની શકતો નથી.

## સુર્ય અને આતશને ખોદા માની લઇ, આ બન્નેની બંદગી કરવી નહી.

આ ઉપરથી આમ કદી **નહી** સમજવું કે આ કારણસર આપણ, સુર્યં અથવા આતશને ખોદા તરીકે માની લઈ, તે સુર્યં અથવા આતશની બંદગી કરવી. આ સુર્યં અથવા આતશ આપણી સનમુખ અહુરમઝદનો ચળકાત, પવીત્રાઈ અને બુલંદીનો ખ્યાલ, થોડેક અંશે યાદ આપનારો માત્ર **ચીન્હ** છે.

## પાહડ, વેહતાં પાણી વીગેરેની માત્ર તારીફ ગાઇ, તેનાં પેદા કરનારની બંદગી કરવાની છે.

આજ પ્રમાણે આપણી બંદગીમાં પાહડ, વેહતાં પાણી, હવા, જમીન વીગેરેની તારીફ કરવામાં આવી છે. કારણ આ સઘળામાં અહુરમઝદની આબાદી

કરનારી અને આગળ વધારનારી જીવનશકિત હોય છે, જેના કાર્યથી દુન્યા નીભી શકે છે. તમારામાંનો કોઇ એક પણ, થોડો વખતભી પાહડની ટોંચ ઉપર યા માત્ર તેની સપાટી ઉપર ઉભો રેહવાને ભાગ્યવંત બન્યો હોય, તો ત્યાં હોવાથી આપણામાં કેટલી ખુશાળી, કેવા ઉમદા વીચારો ઉત્પન્ન થવા પામે છે, તે જરૂર સમજી શકે.

"તેના" કામનાં નાદર નમુના તરીકે, તેમજ તેનાથી જે જે ફાયદા થવા પામે છે તે માટે અહુરમઝદની બંદગી કરી ઉપકાર માનવાનો છે. જેમ એક કારીગરનાં કામની વખાણ કરી, તે કારીગરને આપણે વખાણ્યે છીએ, તેજ મીસાલ તમામ "કુદરતનાં કારીગર" નાં કામોને નમન કરી "તેની" વખાણ અને બંદગી કર્યે છીએ. આપણી એક બંદગીમાં આ પ્રમાણે આવે છે :—

## અહુરમઝદ એકલોજ બંદગીને લાયક છે.

"તારી પેદાયશોની વખાણ કરવા આગમચ, ત્રણ મરતબે પેહલ્લાં તુંને નમન સાથે નમાઝ હોજો." અને "સુર્ય અને સેતારાનો માર્ગ કોને નક્કી કર્યો? કોનાંથી ચંદ્ર વધે છે અને ઘટે છે? આસમાન કોનનાં ટેકાએ

ખડું રહે છે? હવા અને વાદળાંને કોણ તેની ઝડપ આપે છે? માનવીનાં મનમાં સારા વીચાર કોણ ઉત્પન્ન કરે છે? કોઇજ નહી, પણ સર્વમાં તું અને તુંજ મઝદા!" (યસ્ન ૪૪-૩૯.)

પ્રોફેસર મુલટન કહે છે:—

"દરેક ધર્મ ખોદા વીશે શું શીખવે છે તે પ્રમાણુમાંજ તે ધર્મ ટટાર ઉભો રહી નીભી શકે છે, અથવા તો તે ભાંગી પડે છે. એક ધર્મ જેવી બુલંદીથી ખુદાનો ખ્યાલ આપી શકે છે, તેનાં પ્રતાપે અને તેટલાં પ્રમાણમાં માનવીને, પોતાનાં જીવણુ માટે ઉંચ ચારીત્ર ઘડવાનો ખ્યાલ ઉપજે છે." ઉંચ ચારીત્રથી જીંદગી ગુજારવી **એજ** એક સાચ્ચા ધર્મનો પેહલ્લો અને છેલ્લો હેતુ હોય છે; અને **ખોદા માટેનો કેવો ખ્યાલ આપણામાં તે ધર્મ ઉત્પન્ન કરે છે** તે ઉપર આ હેતુ લટકેલો હોય છે.

ખોદા માટે આપણા મનમાં જો નાચીઝ, અપવીત્ર અને નાલાયક વીચાર ઉભો થાય, તો આપણું ચારીત્ર અને જીવન પણ નીચ, અપવીત્ર અને નાલાયક બને છે. ખોદા માટે આપણા મનમાં ઘણો ઉંચ અને બુલંદ છાપ બેસે, તો "તેની" સનમુખ ઉભું રેહવા માટે આપણને પણ "તેના"

જેવા બુલંદ અને પવીત્ર બનવાને જીગ્નાશા થાય છે, અને ખોટું કામ કરતાં આપણામાં શરમીંદગી ઉત્પન્ન થાય છે, કે જે ખોટું કામ કર્યાથી આપણે "તેની" સનમુખ ઉભા રેહવાને નાલાયક બન્યા છીએ.

## ખોદા વીશેનો ખ્યાલ કેવો હોવો જોઇએ.

આ ઉપરથી જોઈ શકાય છે કે ખોદા માટેનો વીચાર ઉંચ અને બુલંદ દરજ્જાનો હોવે આપણામાં પણ ઉંચ ચારીત્ર આમેજ થાય છે, અને "જીવણ અને જીંદગીની નેમ" બુલંદ દરજ્જા ઉપર લાવી મુકે છે.

## અહુરમઝદ પોતાના સાથી સરસ મન અને "અશ" થી રાજ કરે છે.

**કુલ સૃષ્ટીનો પેદા કરનાર અને તે ઉપર સર્વોતમ રાજ કરનાર** તરીકેજ ઝરથુસ્ત્રે ખોદાને જોયો; અને "તે ખોદા પોતાની તમામ પેદાયશમાં **અશ**નાં કાયદાથી અને **વહીશ્ત-મનંધ્રહુ** અથવા **સૌથી સરસ મનથી** રાજ કરી રહ્યો છે." ગાથામાં આ બાબે નીચે મુજબ આવે છે:—'જે વખતથી મેં **તુંને** મારા મનની આંખોમાં જોયો અને સમાવ્યો, તે સૌથી પેહલ્લી ઘડીથી અને તમામ વખતને માટે, મેં જે **તારા** સારૂં બીજો કોઈ

નહી પણ એકજ નક્કી વીચાર કર્યો તે આ કે **તુંજ** સર્વનું મુળ! **તુંજ** ભલાં મનનો પીતા! **તુંજ** સૌથી સરસ કાયદો! (યસ્ન ૩૧-૮.)

પ્રોફેસર મુલટન કહે છે :—

"આસમાન, સુરજ, ગાજવીજ અથવા તો ખુદરતની કોઇબી શકતીને, ઝરથુસ્ત્રનાં ગાથામાં "ખોદા" તરીકે કદી પણ ઓળખ્યો નથી. તેમજ કોઇબી ચીજને "દેવની પેદાયશ" તરીકે ઓળખાવી નથી. "રોશની અને અંધકાર બંને **ખોદાનીજ** પેદાયશો છે." અને "રાતનાં અંધકારમાં ઉંડાણથી જોતાં, શું આપણ કાંઇ સારૂંજ જોઈ નથી શકતાં?" ગાથામાં જે રીતે આપણી સનમુખ "અહુરમઝદ" ને રજુ કરવામાં આવ્યો છે તે **તેનાં** ખાસ્યતો અને ગુણો, અથવા **તેને** લગતો કાંઇ વીચાર યા કાર્ય, જે **તેનો** એક અંગત ભાગ સમાન છે, તે આપણી સનમુખ ધરવામાં આવ્યાં છે, જેથી **તેને** આપણે પીછાની શકયે.

**ગાથામાં જે રીતે અહુરમઝદને ઓળખાવ્યો છે, તે "તેના" ગુણ અને ખાસ્યત, અથવા "તેના" કાર્યનાં નામોથી છે.**

**તેને** અહુર (રાજ કરનાર) કહ્યો છે, કારણ તમામ સૃષ્ટી ઉપર તેજ રાજ કરી રહ્યો છે. **તેને** મઝદ (પેદા કરનાર, બક્ષનાર)

કહ્યો છે; કારણ જેબી કાંઈ દુન્યામાં થાય છે, તે **તેનાથીજ** ઉત્પન્ન થાય છે, અને **તેજ** આપે છે. **તેને** અશ કહ્યો છે. કારણ કે **તે** પોતાની તમામ દુન્યાઓ ઉપર પોતાના **અશ**નાં કાયદાથી રાજ ચલાવે છે, જે કાયદો "સૌથી સરસ વ્યવસ્થા, સૌથી સરસ સચ્ચાઇ, અને સૌથી સરસ ઇનસાફ"નો કાયદો છે. **તેને વહીશ્ત-મનંઘહુ** (સૌથી-સરસ મન અને સમજદારી) બોલાવ્યો છે, કારણ **તે** સૌથી-સરસ મન અને સમજદારીથી રાજ કરે છે. **તે અશ-હુઝઓશા** છે, એટલે "સચ્ચાઇના કાયદાને-લગતો." અથવા તે પોતે સચ્ચાઇનો કાયદો છે. તે **અશત-અપનોતેમેમ** છે, એટલે સચ્ચાઈનાં કાયદાનો સૌથી મહાન અમલ કરનાર છે. અહુરમઝદની તમામ ખાસ્યતોમાં જરાએ બુરાઈ નથી.

**તે સ્પેનતા મઇન્યુ અથવા સચ્ચાઇનો આત્મા છે.**

**તે સ્પેનત મઇન્યુ** છે, એટલે **તે તમામ સારો** છે; અથવા **તમામ સારાંનો આત્મા છે.**

પ્રોફેસર મુલટન કહે છે કે એ લોક યાને ક્રાઇસ્ટને માનનારા, **એકજી** વખતે, ખોદા અને માઇકલ ફ્રેસ્તાને **એક** તરીકે ઓળખી નમાઝ કરી શકે નહી; પણ ઝરથુસ્ત્ર ભને છે :—

"ઓ માહજ્ઞાની સાહેબ, ઓ સારો વીચાર, ઓ સચ્ચાઇ!" કારણ "સારો વીચાર અને સચ્ચાઇ" ખુદ **તેનામાં** રહે છે. તે **ખોદાનોજ એક ભાગ છે.**

જે કાંઈ ઉઘાડું છે અને જે કાંઇ છુપાયલું છે, તે તમામ **તેની** નઝર સામને ખુલ્લું છે. જે કાંઈ બની ગયલું હાલમાં બને છે, અને હવે પછી આવતા વખતમાં બનશે, **તે સઘળું તે** જુવે છે. આપણામાં એવું કોઇ પણ નથી, જેનાં ખાનગીમાં ખાનગી બોલ, વીચાર અને કાર્ય, **તેની રોશની નાખનારી** આંખ્યોથી છુપાવી શકે. (યસ્ન ૩૩-૧૩.)

**તેની** સર્વોતમ શકતી આગળ, આપણી કોઇ પણ શકતી નાચીઝ છે; **તેની** તરફ બળવો ઉઠાવવો એ કાંઈજ નહી પણ આપનાં પોતાનાં સુખનો નાશ કરવા બરાબર છે.

અહુરમઝદની ખોદાઇની ૬) મુખ્ય શકતીઓ છે, જેનાથી **તે** દુન્યા ઉપર રાજ કરે છે; અને આ શકતીઓ **તેનામાં** એવી સુંદર રીતે મલી જઇ એકત્ર થયલી હોવાથી, **તે સર્વ શકતીવાન** છે.

આ શકતીઓ જે **અમેશા સ્પેનત** (ખુશી ઉપજાવનારી, સારાંની વૃધ્ધી કરનારી) છે, તે ખુદ **અહુરમઝદના આત્માની અંદર વસે છે.**

આ **અમેશા સ્પેનત** (અહુરમઝદની અંદરની આત્મીક શકતીઓ) થોડાક પ્રમાણમાં, દરેક માણસમાં પણ મુકવામાં આવી છે. દરરોજ આપણા વીચાર, સખુન, કામમાં અશોઇનો અમળ કરી, **આ શકતીઓને** આપણામાં વધારી, દરેકે **પોતાની અંદરથી સ્વ-કાબુ** અને **સૌથી સરસ મન** અને **સમજદારીથી** પોતા ઉપર અને અતરાફ રાજ કરવાનું છે, જેમકે **અહુરમઝદ પોતે પોતાનાં સૌથી સરસ વીચાર અને સમજદારીથી પોતાની આત્મીક શકતીઓ મારફતે કુલ ખલકત ઉપર રાજ કરે છે.**

## "અમેશા સ્પેનત."

આ "અમેશા સ્પેનત" (આત્મીક શકતીઓ) નીચે મુજબ છે:—

## અહુરમઝદની આત્મીક શકિતઓનાં નામ.

(૧) **વહુ-મનો** અથવા **વહુ-મનંઘહ** (ભલું મન યા સારી સમજદારી); અથવા તો **વહીશ્ત-મનો** યા **વહીશ્ત-મનંઘહ** (સૌથી સરસ મન અને સૌથી સરસ સમજદારી).

(૨) **અશ-વહીશત** (સૌથી સરસ સચ્ચાઇ અને ઇનસાફ; અથવા સૌથી સરસ કાયદો અને વ્યવસ્થા; અથવા તો સચ્ચાઇ.)

(૩) **ક્ષથ્ર-વઇર્ય** (માનવીમાં અહુરમઝદનું રાજ; અથવા તો આપણાં અંતરમાં સ્વકાબુ અને પવીત્રાઇનું રાજ.)

(૪) **સ્પેનત-આરમઇતી** (આબાદી આપનારો પવીત્ર વીચાર; ભલો વીચાર, અને મોતેબર ખવાસ; અથવા તો પહરેજગારી અને પવીત્ર પ્યાર.)

(૫) **અહુરવતાત** (આત્મીક તનદરોસ્તી.)

(૬) **અમેરેતાત** (આત્માનું અમર થવું.)

ઝરથુસ્ત્રનાં ગાથામાં એક ઘનું અવસ્ય અને ઘનું માહભારત શીક્ષણ છે છે તે આ છે કે, **અહુરમઝદ, પોતાની આ આત્મીક શકતીઓ મારફતે અને પોતાનાં સૌથી સરસ મન અને સૌથી સરસ સમજદારીથી અને અશનાં કાયદાથી, તમામ ખલકત ઉપર રાજ ચલાવે છે.** આ શીક્ષણનાં મધ્યબીંદુ અતરાફ તમામ બીજુ ગાથાનુ શીક્ષણ ગોયા ફરે છે.

**"તેની" આત્મીક શકતીઓ, આપણ દરેકમાં થોડેક અંશે રહે છે.**

" અહુરમઝદની આ આત્મીક શકતીઓ થોડેક અંશે દરેક માણસમાં

હોય છે, અને અશોઇથી આ શકતીઓને ખીળવવાની છે," આનો અર્થ આવો થાય છે કે અહુરમઝદની ભલાઇ દરેકમાં હોય છે, અને જો ચાહે તો દરેક માણસ પોતાનાં જીવણુને ભલું બનાવી શકે. ગાથામાં આ મુજબ આવે છે :—"ઓ મઝદા ! તારા સર્વોતમ પ્યારને લીધે, તમામ ખુશાલી ઉપજાવનારી હાલતો જે આગળ હતી, હાલ છે, અને હવે પછી થશે, તે સર્વેની નવાજેશ તું મારી ઉપર ઉતાર ! તારા સૌથી પવીત્ર વીચાર અને સચ્ચાઇથી, તારા આત્મીક બળ અને ભલાં મનનાં ખજાનાથી, મારામાં તારૂં રાજ ખચ્ચીત સ્થાપીત કર ! (યસ્ન ૩૩–૧૦.)

ઉપલી બંદગી આપુને એક બીજા તબક્કા ઉપર લઇ જાય છે.

**તેના કાયદાનો અમલ દરરોજ કરી, તેના જેવા જેમ બને તેમ થવાની કોશેશ કરવી.**

"અહુરમઝદની નજદીક આવવું; **તેને** પોંહચવું."

આની મતલબ આ છે, કે દરેકે **અશ**નાં કાયદા અને વહુ–મન (ભલું મન) મારફતે, પોતાની ખાસ્યતો અને ગુણ, **અહુરમઝદની ખાસ્યતો અને ગુણને જેટલી નજદીક લાવી શકાય** તેમ દરરોજ કોશેશ કરવી,

(તેના જેવું બનવાને બનતી કોશેશ કરવી), જેથી આપણાંથી **"તેની નજદીક આવવું,"** **"તેને પોંહચવું"** બની શકે.

જેમ **તે અશ-હુજઓશ** (તેની મરજી સાથ એક મનનો છે), તે મુજબ આપણે પણ તેનાં કાયદા,—જે **તેની મરજી છે,—તે** સાથ એક મન થવાનું છે; ચાલવાનું છે.

જેમ, તે **અશત અપનોતેમેમ** છે (તેના પોતાના કાયદાનો સૌથી માહભારત અમલ કરનાર છે) તે મીસાલ આપણ પણ **તેની** કાની, તેના કાયદાનો અમલ કરવાની કોશેશ કરવી.

અહુરમઝદ અને દરેક માનવી વચ્ચે, **નહી ઓળંગી શકાય** એવો તફાવત નથી. ફરક છે માત્ર **જાતમાં**, નહી **પ્રમાણમાં.**

## "તેની નજદીક પોંહચવું."

અહુરમઝદનો ખવાસ કેટલે અંશે આપણામાં આમેજ કરી શકયે **તે** પ્રમાણુમાં **તેની નજદીક આવેલાં** યા **પોંહચેલાં** કેહવાઇએ.

આ અહુરમઝદનો **ખવાસ** નીચે મુજબ છે :—

## અહુરમઝદની ખાસ્યતો જે આપણા આવ્યાથી, "તેની નજદીક આવી શકયેચ.

(૧) **તે** પ્યાર લાયક છે; તેનો ખવાસ **દોસ્તી કરવાનો છે. તેની** નજદીક દરેકે **બીકથી નહી,** પણ **પ્યાર અને દોસ્તી**થી જાવાનું છે.

(૨) "આજુજીથી બોલાવ્વે, તે આપણી **આગળ-આવનાર છે;"** યાને જ્યારે **તેની મદદની આરજુ કરવામાં આવે છે,** ત્યારે મદદ માટે આપણ આગળ તે આવે છે.

(૩) **"તેના** કાયદા પ્રમાણે ચાલનારને, તે **અવંઘાહ** (મદદ) આપે છે;" માનવીને **રફેદ્ર** (ખુશ મીજાજી અને ખુશાળી ઉત્પન્ન કરનારૂં જોમ) **તે** બક્ષે છે.

(૪) **તે** માત્ર **સ્પેનતજ** નથી, (આબાદી કરનારો) પણ વળી **તખમ** (મજબુત) પણ છે; અને જે કોઇ ભલાં મનની સમજદારીથી કામ કરે છે, તેને **પોતાની આબાદી કરનારી શકતી અને જોર,** તે બક્ષે છે.

(૫) **તે "નુરેમચીત-હુમો"** છે (બદલાયા વગરનો એકસરખા બુલંદ ખવાસનો અને મરતબાવાલો)'

(૬) તેનું "ક્ષથ" (ભલાં મનનું રાજ), તે માણસને છે, કે જે સચ્ચાઇ અને સારી સમજદારીની જીંદગી ગુજારે છે.

(૭) "ભલાં મનની જીંદગી અને સારાં કાર્યોથી" આપણને તેને ખુશાળ કરવાનું છે, અને તેના આભારી બનવાનું છે.

## દરેકની ફરજો.

દરેક માનવીની ફરજો નીચે મુજબ છે :—

(૧) "આરમઇતી" નાં ગુણ આપણામાં ખીલવી, તેનો અમલ દરરોજની જીંદગીમાં કરવો.

"આરમઇતી" નો અર્થ; બીજાંઓ તરફ ભલો વીચાર અને સભયતા; અથવા તો રેહમદીલી અને મોટાં મનનો સભ્ય ખવાસ. આરમઇતીને ઝરથુસ્ત્રે પેહલી અગત્યતા આપી છે અને સૌથી ઉતમ ખવાસની ગણી છે.

(૨) "નીમંધહ"—તેના કાયદાની તાબેદારી અને ફરજ.

(૩) "વહુમ"—મઝદાની નમ્ર અને માન સહીત બંદગી.

(૪) "સ્તોત"—તેની ન્યામતની ખુબી પીછાની, તેના ઉપકારી બનવું.

(૫) "બંદગી"—કોઇ બાબદ માટે ખરાં દીલથી ઇચ્છવું અથવા આજીજી કરવી.

(૬) "Invocation"—અથવા "જ્ઞાન, ઉતેજન, અને ઉલત માટે નજદીક આવવા **તેને** આરજુ કરવી." આરજુ કરી બેસી નહી રેહતાં, તે માટે મજબુત કોશેશ કરી, આરજુને કાર્યમાં ફેરવી નાખવી. "તેની મદદની આરજુ કરવી," એ **બંદગીનો** બીજો તબક્કો છે. એની સમજણ નીચે મુજબ છે:—

કોઈ બાબદ ઇચ્છયાથી, અથવા તેની આજીજી કર્યાથી તે **બની જાતી નથી.** કોઇ બાબદ ઇચ્છો, તે માટે ખરાં દીલની બંદગી કર્યા બાદ, તે બાબદ માટે આપણામાં જ્ઞાન, ઉલત અને જોમ આવે તેની આરજુ કરવી. વળી આરજુ કરી બેસી નહી રેહવું, પણ સાથોસાથ તે માટે મજબુત કોશેશ કરી, હીમ્મત અને ઉલતથી તે ઉપર મંદી જઇ, તે પાર ઉતારવાનું છે.

"ઝઓતર" તે મદદ માંગનાર છે; અને આજીજીથી બોલાવેલો, "મદદે આવનાર" તે **અહુરમઝદ** છે.

જ્યારે એક શખ્સ ખરાં દીલથી બંદગી કરી "તેને" મદદ માટે

પોતા તરફ બોલાવે છે, અને તેમ કર્યાથી "તેનાં" ભલા મનની મારફતે જે જોઈતું જ્ઞાન, ઉલત, અને કોશેશ કરવાની હીમ્મત આવે છે, **તેજ** અહુરમઝદની મદદ છે."

(૭) "યસ્ન,"—અહુરમઝદની અને માણુસ જાતની પ્યાર સાથની સેવા. "માણુસ જાતની સેવા પ્યાર સાથ કરવી," તે આપનું **યસ્ન** અથવા **પ્યાર સાથની સેવા** અહુરમઝદના ચરણે ધરવા બરાબર છે.

(૮) "જીંદગીમાં જે કાંઈ **સુખી સ્થીતી** આપણી હોય, તેનો લાભ બીજાને આપવો;" જો આપણી ઉપર દુન્યવી દોલત અથવા મનની દોલત (ખરાં જ્ઞાન)ની નવાજેશ થઇ હોય, અને તેમાંથી ખરી નૈયતથી થોડોક ભાગ બીજાં ગરજવંતાંને આપવામાં આવે, તો તે રીતે આપેલું તે **મઝદાની** સનમુખ હદયો ધરેલો લેખાશે; જો તમારાં ખેતરની પેદાયશમાંથી, મેવો, ફુળ, દુધ, "તેની" સામને ધરી. તે માટેની શુક્રગુઝારી કરી, તે મેવો, ફુળ, દુધ, કોઇ લાયક ગરીબને **ખરાં દીલની લાગણીથી** આપવામાં આવે તો તે ભેટ અહુરમઝદને આપેલી ગણાશે.

ઝરથુસ્ત્રે પોતાની આખી જીંદગી દરમ્યાન "**યસ્ન**" કર્યાં હતાં; એટલે **અહુરમઝદના પ્યારને ખાતર,** માણુસ જાતની **પ્યાર સાથની સેવા**

કરી હતી; અને તેમ કર્યાથી ખુશાળી અને આનંદી પામ્યા હતા. આ પ્રમાણે દરેક માણસે, બીજાઓ માટે ભલાં કામો કરી, પોતાની ફરજ અદા કરી, તેથી ઉત્પન્ન થતી ખુશાળી અને આનંદ હાંસલ કરવાં. ઉપલી ફરજોનો ટુંક સાર નીચે મુજબ છે:—

(૧) બીજાંઓ તરફ ઉદાર મન, અને ઉદાર દીલ રાખી સભ્યતાવાલાં બનવું.

(૨) અહુરમઝદનાં "વ્યવસ્થા, સચ્ચાઇ અને ઇનસાફનાં કાયદા" ને માન આપી ચાલવું.

(૩) "તેની" બંદગી, ઘણી નમ્રતા અને માન સહીત કરવી.

(૪) "તેની" બક્ષેશો માટે, આભારની લાગણી સાથ નમન કરી, "તેનાં" ગીત ગાવાં.

(૫) "તેની" બંદગી ખરાં જીગરથી કરવી.

(૬) કોઇક કાર્ય અથવા આદર્શ માટેનું જ્ઞાન, ઉલત અને હીમ્મત સારૂં, અહુરમઝદ તરફથી મદદની આરજુ કરી, તે દીશામાં મજબુત ચાલુ કોશેશ કરી, તે કાર્ય અથવા આદર્શ પાર ઉતારવું.

(૭) બીજાંને ફાયદો થાય તેવાં કાર્યો કરવાં; એવાં કાર્યો કીધેલાં તે તમારી તરફથી "અહુરમઝદ"ને ભેટ અર્પણ કીધા બરાબર છે.

(૮) તમારી "સુખી સ્થીતી" માંથી, થોડોક ભાગ બીજાનાં લાભ અર્થે આપવો. આ રીતે આપેલું તે "અહુરમઝદ"ને ભેટ આપેલું બરાબર છે.

" ઓ અહુરમઝદ! તું જે સચ્ચાઇ અને પવીત્રાઇનો બનેલો છે, તો મુજ તારા નોકરને, તેની આખી જીંદગીભર, તારી સચ્ચાઇ અને પવીત્રાઇથી નવાઝ! મુજ તારા નોકર ઉપર દયા લાવી, તારી તરફથી એવું આત્મ જ્ઞાન મારામાં ઉતાર, એવાં ઉંડાં જીગરથી તારી બંદગી કરતાં તું મને શીખવ, કે જેથી હું સૌથી સરસ ભલાઇનાં કામો કરૂં! અને તારે માટે મને એવાં સુંદર ગીત ગાતો કર, કે જેથી વધુ અને વધુ તારી નજદીક હું આવતો રેહવું. (યસ્ન ૩૩-૮.)

અને, " સચ્ચાઇનાં કાર્યો માટે, સચ્ચાઇની મારફતે, હું તે બદલો કેવી રીતે મેલવી શકું? મારી જીંદગીની તમામ ખુશાળીભરી હાલતનો આ બદલો, તારી મોટાઇનાં ગીત ગાઇ, તારી સનમુખ હું કેવી રીતે ધરૂં? કારણ તારી તરફથી મળેલી ભેટ, જો તારાં બીજાં લાયકને હું આપું તો તે ભેટ તુંને આપેલી ગણાય, ઓ મઝદા!" (યસ્ન ૪૪-૮).

અને, " ઓ અહુર-અશ-મઝદ! તું જે સચ્ચાઈ છે, તુંને હું સૌથી પેહલો અને આળા દરજ્જાનો ગણું છું! અને તારી આરમઇતી, જે તારી

પોતાની છે, જે તારા પોતાના આબાદી કરનાર અને પ્યારથી ચલાવનાર વીચારવાલી છે, તેને પણ હું આળા અને પેહલ્લા દરજ્જાની ગણું છું !" (યસ્ન ૫૧-૧૨).

## બુરાઇને મજબુત શીકસ્ત આપવી, અને સચ્ચાઇને પુર જોરથી મદદ કરી આગળ પાડવી.

કોઈક દોલતમંદ અને મોટી હકુમત ધરાવનાર આસામી હોવા છતાં, જો તે બુરો હોય, તો ઝરથુસ્ત્ર તેવા માણસને વગર ધાસ્તીએ ખુલ્લો પાડવાને જરાએ દરતા યા આંચકી ખાતા નહી; બીજા હાથ ઉપર, જો કોઈક દુન્યવી દોલતથી ગમે તેવો મુફલેસ હોય, પણ જો તે **સાચ્ચો** હોય, તો તેને ઝરથુસ્ત્ર પોતાનો મજબુત ટેકો આપતા. નીચલી ગાથાની બંદગીમાંથી આ મલી આવે છે :—"ત્યારે ઝરથુસ્ત્રે સૌથી પેહલાં, સરોશને (ભલાં મનની હુશયારીને) તુરત જવાબ આપ્યો : બુરાં માણુસ માટે હું ખચ્ચીત ઘણો ધુજાવનાર બનું ! અને સાચ્ચાં માણુસ માટે હું ખચ્ચીત સાચ્ચો દોસ્ત બની તેને ઘણો ખુશાળ કરૂં !" (યસ્ન ૪૩-૮).

## બુરાં માણસને સારા રસ્તા ઉપર ચાલતાં કરવાં, અને ભલાં માણસને હરેક મદદ કરવી, આ બન્ને કર્યાથી "તેને" આપણા પ્યારની ભેટ આપ્યા બરાબર છે.

ખોટી દયા ખાતર, બુરાઈ તરફ આંખવીચામણા અથવા અખાદા કરવાનું નથી, તેમ વળી ગુનાહ માટે શીક્ષા કર્યાથી તે બુરાઈનો અંત આવેલો ઝરથુસ્ત્ર માનતા નહી. પણ ત્યાર બાદ તે શખ્સને સારી સલાહ આપી, તેને તેઓ ખરો રાહ દેખાડતા :—

"તમામ વીચાર, સખુન અને કામનાં પુર જોશથી, જેમ બની શકે તેમ, બુરાઈને તું હાંકી કહાડ! બુરાઈનાં માર્ગમાં જેઓ ચાલતાં, તેઓની હુજતાઈ તોડી, સારે રસ્તે તું ચાલતાં કર! અને કોઈ લાયક હોય, પછી તે દોસ્ત, સગો યા મુફ્લેસ પણ હોય, તો તેને તારી ઘટટી શાબાશી, ઉત્તેજન યા મદદ આપવાને તું ચુકતો ના! આ રીતે મદદ કરેલી તે તારા પ્યારની ભેટ, અહુરમઝદને આપ્યા બરોબર છે!" (યસ્ન ૩૩–૨ ને ૩).

## બે જાતની બુરાઈ—આત્મીક અને શારીરીક.

ગાથામાં બે જાતની બુરાઈ વીશે લખ્યું છે :

(૧) **આત્મીક બુરાઇ**, જે આપનાં પોતાના અપવીત્ર વીચાર, સખુન અને કામથી ઉત્પન્ન થતી ખરાબી છે.

(૨) **શારીરીક બુરાઇ**, જે આપની દરેકની જીંદગીમાં, આપણી અતરાફ, કોઇક રીતે ઉભી થતી હાડમારી, હાદેશા અને દુઃખ છે.

## હાડમારીઓ વીગેરે આડકત્રી રીતે આપણા મદદગાર હોય છે.

જ્યારે કોઈ હાડમારી, હાદેશા, દુઃખ, આપણી ઉપર આવી પડે છે, ત્યારે આપણને એમજ લાગે છે કે આપણા માટે તે ખરાબ છે અને તે નહી થવાં જોઇએ; પણ ખરૂં જોતાં, આડકત્રી રીતે તે આપણા મદદગારો જેવાં થઇ પડે છે; આપણને સાચ્ચા રસ્તા ઉપર લઇ જવાની કુદરતની આ એક કોશેશ છે. તે સમજી લઇને દરેક પોતાની ખામીઓ, સ્વભાવ, યા આદતો સુધારી, સાચ્ચો માર્ગ અખત્યાર કર્યે, તો તેજ વખતથી આ હાડમારીઓ જે આપની અતરાફ ફરી વળી હતી, તે રફતે રફતે દુર થઈ વીખેરાઇ જાય છે, કારણ કે તેની નેમ જે આપણને ખરા માર્ગ ઉપર લાવી મુકવાની હતી તે પાર પડી છે.

## આત્મીક બુરાઇથી શારીરીક હાડમારી ઉભી થાય છે, પણ સચ્ચાઇનો માર્ગ પકડવાથી તે દુર થાય છે.

જો એક માણુસ પોતાની રાજીખુશીથી ખોટી રીતીઓ અખત્યાર કરે, તો તેનો નતીજો આ આવે છે કે, પોતાનાંજ કાર્યોથી પોતા ઉપર તે શારીરીક દુઃખ લાવે છે, અથવા ચોતરફથી મુશકેલીમાં આવી પડે છે.

આનો સાર એ છે કે, આત્મીક બુરાઇને લીધે (ખોટા વીચાર, સખુન, કામને લીધે) આ દુન્યામાં દુઃખ અને હાડમારી વેઠવી પડે છે; પણ આવી રીતે શારીરીક દુઃખ ખમવાથી જો તે માણુસ પોતાની ભુલ જોઈ ખરો માર્ગ અખત્યાર કરે છે, ત્યારે આપોઆપ આ સઘળી મુશકેલીઓ વીગેરાઈ જઈ નાબુદ થાય છે.

આ ઉપરથી સાબેત થાય છે કે, શારીરીક દુઃખ અને આફતો આવ્યાથી એક માણુસ માટે ખરાબ નથી, પણ આડકત્રી રીતે તેનાં ભલાંને માટેજ તે હોય છે.

### ગાથામાં માણવીની નેમ.

માણવીની જીદગીની મુળ નેમ માટે ગાથામાં **વહીશ્ત અંઘહુ** બોલ આવે છે, એટલે "આ ધર્તી ઉપર સૌથી સરસ જીવણ;" આવાં જીવણથી

આ જીંદગીમાં અને હવે પછીની જીંદગીમાં "બેહેસ્ત" અથવા "સૌથી સરસ આત્મીક જીંદગી" નું સુખ મેલવી શકાએ છે.

"સૌથી સરસ જીંદગી" ની હાલતે પોંહચવા માટે જે અવસ્યનું છે તે આ કે "દરરોજ **તેના** માંથ્ર સ્પેન્ત (આબાદી કરનારા, ખુશાળી ઉપજાવનારા કાયદા) મુજબ ચાલવાની કોશેશ કરવી. દરેકને **પોતાની અંદરથી બાહેર** વધવાનું છે, અને તે **આરમઇતી**ની મારફતે બની શકે છે, જે પવીત્ર વીચાર, સચ્ચાઈ, અને સભ્યતા છે. સ્વકાળુથી આપને પોતાને લગતો અંતરનો વીચાર, સખુન, કાર્ય સ્વચ્છ રાખી, સૌથી પેહલાં આપની પોતાની તરફની ફરજ બજાવવાની છે, અને પછી બાહેરનાં તમામ માણુવી તરફ સ્વચ્છ વીચાર, સખુન, કાર્યોથી અને ભલી નીશતાથી આપણુને **તેઓ** તરફની ફરજ બજાવવાની છે. એ બન્ને ફરજો બજા લાવ્યાથી અહુરમઝદ તરફની ફરજ અદા કરી શકાય છે. નીચલા ગાથાના ફકરામાંથી આ બાબદ મલે છે:—

"મન અને આત્માને, આપની અંદરથી સુંદર સ્વકાળુમાં વધારવાં હોય, તો દરરોજ પવીત્ર વીચાર, સચ્ચાઇ અને સભ્યતાનાં ખોરાક ઉપર તેને ઉછેરવાં! દરરોજ અશોઈનો અમલ કર્યાથી આપનામાં વહુમનની સત્તા (ભલાં મનની સત્તા) વધે છે. તેને લીધે સારી મજબુતી અને તનદરોસ્તી ઉગે છે!

અને તેનાથીજ ફ્જ્યો કંકાસ, અને બીજાંઓ તરફ બુરૂં ઇચ્છીનું વીખરાઈ જાય છે ઓ મઝદા!" (યસ્ન ૩૪-૧૧).

## માંથ્ર સ્પેનત માત્ર બોલી જવાના નથી, પણ તે બરોબર સમજી, તે પ્રમાણે ચાલવા માટે છે.

**માંથ્ર સ્પેનત** (આબાદી કરનાર વીચાર) તેજ "અહુરમઝદનો કાયદો" છે, જેમાં તમામ નૈતીક શીક્ષણ સમાયલું છે, અને જે અહુરમઝદે પોતે ઝરથુસ્ત્રને શીખવ્યો. આ માંથ્ર સ્પેનતના પવીત્ર શબ્દો દરરોજ માત્ર **બોલી** જવા માટે નથી, પણ તેના ઉપર ઉંડો વીચાર કરી, તેની સમજણ મેલવી, **દરરોજની જીંદગીમાં તે પ્રમાણે ચાલવા માટે છે.**

## માંથ્ર સ્પેનતને "અહુરમઝદનો આત્મા" તરીકે ઓળખાવ્યો છે અને તે "સચ્ચાઇનો માર્ગ" દેખાડે છે.

માંથ્ર સ્પેનતને "અહુરમઝદનાં આત્મા" તરીકે ઓળખાવ્યો છે. એની મતલબ એ કે "આ સચ્ચાઈના બોલો જે અશનાં કાયદા ઉપર (વ્યવસ્થા, સચ્ચાઈ અને ઇનસાફના કાયદા) રચાયલા છે, તે **તેના**

વીચારનું ગાળી કાહડેલું તત્વ છે અથવા તો "આ આબાદી કરનાર બોલોમાં **તેનો** આત્મા જીવે છે." "માંથ્ર સ્પેનત, સચ્ચાઇનો રસ્તો દેખાડનાર છે." એ બાબે ગાથામાં નીબે મુજબ આવે છે :—

"આ માંથ્ર, મારી અંતની ઘડી સુધી, **પવીત્રાઇ અને સચ્ચાઇને,** મારી આંખ્યો અને આત્મા મીસાલ, મારામાં વાહલથી સમાવી રાખવા મને મદદ કરશે !" (યસ્ન ૨૮–૧૧).

**બુરા માંથ્ર પણ હોય છે જે "બુરા માણસોના બુરા કાયદા" છે એનાથી હરગીજ દુર રહેવું.**

જેમ **માંથ્ર સ્પેનત** અહુરમઝદના **સચ્ચાઇના કાયદા** વીશે શીખવે છે, તેમ બુરા માણસોના "બુરા કાયદા" પણ હોય છે જે **બુરાઇ** વીશે શીખવે છે. આ બુરા કાયદા વીશે ઝરથુસ્ત્ર નીચે મુજબ લખે છે :—

"તમો જેઓ અત્રે એકઠા થયા છો, તમો **બુરા માણસોના માંથ્ર** અને તેની બુરી સલાહને કદી પણ વશ થતા ના ! કારણ તેમ કર્યાથી, તમારાં ઘર, ગોઠયા, શેહર અને ગામ ઉપર મોટી આફ્ત લાવી મેલશો ! આ કારણુસર, અને આવી બુરી સ્થીતી **ન** બનવા પામે, તે માટે ખરાબ

કાયદાને વશ થયલા માણસો જેઓ બીજાંઓને બુરૂં શીખવી તેઓ ઉપર આફ્રત વરસાવે છે, તેવાઓ સામને ઓસ્તવારીથી લડત ચલાવી, તેઓને દુર હાંકી કાહડશો !" (યસ્ન ૩૧–૧૮).

અહુરમઝદના **માંથ્ર સ્પેનત** હમેશાં સારાં ખુશીભર્યાં પરીણામ ઉપજાવે છે. આ કારણસર આ પવીત્ર કાયદાને નીચે મુજબ ઓળખાવ્યો છે :—

(૧) **સ્પેનત**=આબાદી ફેલાવનાર.

(૨) **વરેજયંઘહુ**=કાર્યસાધક.

(૩) **અશ–ખરેનંઘહુ**=બુલંદી આપનાર

## માંથ્ર સ્પેનત હમેશાં ખુશીભર્યાં પરીણામ ઉપજાવે છે.

માંથ્ર સ્પેનત હમેશાં સારાં પરીણામ ઉપજાવે છે તે આ નીચલા ફકરા ઉપરથી જણાશે :—

"જે પોતાનાં હરેક વીચાર, સખુન, કામમાં મઝદાનો દોસ્ત છે, જે કદી પણ તેના કાયદા તોડતો નથી, તેને, તે પોતાની ખોદાઈ શકતી, ખુશીભરી હાલત અને અમરપણું બક્ષે છે." (યસ્ન ૩૧–૨૧).

## માંથ્રવાણી તે ખુશાળી ઉપજાવનારા, અને સારી સમજદારીથી આબાદી કરનારા શબ્દો છે.

માંથ્ર સ્પેનતને **માંથ્રવાણી** પણ કહી છે. એટલે, સારી સમજદારી ખુશાળી ઉપજાવનારા શબ્દો; અથવા મીઠાસ અને આબાદી ઉત્પન્ન કરનારા શબ્દો.

"મનનાં અંધકારમાં તારી રોશણી ફેલાવ! જેથી તારો બોલ હમે સચ્ચાઇથી સમજતાં થઇએ; જેથી તારી માંથ્રવાણીમાં સમાયલી સચ્ચાઇને, હમારાં દીલમાં હમે મજબુત પકડી રાખ્યે. તારી માંથ્રવાણીનાં મીઠાસ ભરેલા શબ્દોમાંથી, ખચ્ચીત હમારી અંદર તમામ ખુશાળી વેહતી રહે છે"

માંથ્ર સ્પેનતને "અહુરમઝદનો ખેપ્યો" તરીકે પણ ઓળખાવ્યા છે. આ **સાચ્ચા કાયદા** પ્રમાણે જે કોઇ પોતાની જીંદગી ગુજારશે, તેને સાચ્ચી જીંદગી અથવા અમર્ગીનો બદલો મલશે.

"તારા માંથ્ર મારફતે (જે માંથ્ર સચ્ચાઇને લીધે સૌથી સરસ દોલત છે)—તેની મારફતે બન્ને દુન્યાની ખુશાળી હું મેલવું!" (યસ્ન ૪૪–૭).

હવે પછીની જીંદગીને **સાચ્ચી જીંદગી** કહી છે. કારણ તે કોઇ ઉપજાવી કાહડેલી બીના નથી, પણ તે તદન સાચ્ચી બીના છે.

## સ્પેનત-મઇન્યુ.

સ્પેનત મઇન્યુ **તે** શકતી છે જે આત્મીક અને દુન્યવી તમામ પ્રકારની ભલી પેદાયશ અને ખુશાળીભરી હાલત માટે સારી અસર ઉપજાવી, તે માટેની સારી હીલચાલ (good-activity) અને સારી-વૃધ્ધી કરે છે.

## અંગ્રે-મઇન્યુ.

અંગ્રે-મઇન્યુ **તે** શકતી છે જે આત્મીક અને દુન્યવી પ્રકારની સારી હીલચાલ (good-activity) અને સારી વૃધ્ધી ઉપર **ખરાબ** અસર ઉપજાવી તેનો નાશ કરે છે અથવા તેનું મરણ ઉપજાવે છે.

સ્પેનત-મઇન્યુ **મઝદનો પવિત્ર આત્મા** છે અથવા **તેની અશોઇનું મુળ** તત્ત્વ છે. જ્યારે અંગ્રે-મઇન્યુ જુઠ્ઠાઇ અથવા આપણુને આપણી **અંદરથી ઠગનાર સ્વ-દુશ્મન** છે, જેને સ્વીકારી, આપણી **પોતાની રાજીખુશીથી** બુરાઇનો રસ્તો અખત્યાર કરી, આપણી અંદર આપણુ પોતે તે ઉત્પન્ન કર્યે છીએ.

આ "સારૂં" અને "બુરૂં" ઉપજાવનારી શકતીઓ આપણુથી જુદી નથી. આપણુની **અંદર વસ્તી** તે શકતીઓ છે. તે કોઈ આપણી તરફ

બાહેરથી દોડી આવતી નથી અને તેને કોઇ પ્રકારની ભેટ અર્પણ કરી રાજી રાખી શકાય એમ નથી. (જેમ કે જાદુ કોટલ યા જાનવરની કુરબાની વીગેરે).

આ બન્ને અંતરની **શકતીઓ** સ્પેનત અને અંગ્રે, જે પ્રમાણમાં આપણ આપણી અંદરથી ઉછેર્યે છીએ, તે પ્રમાણમાં આપણા સખુન અને કાર્ય સારાં યા બુરાં નીવડે છે, અને તેનાથીજ દરેકનું સારૂં યા માઠું ચારીત્ર ઘડાય છે. ગાથામાં આ બાએ નીચે મુજબ આવે છે :—

આબાદીનો વધારો કરનાર સ્પેનત–મીનોએ, તે બુરી શકતીને કહ્યું : આપણ બન્ને કોઈ પણ રીતે સરખાં નથી. નથી આપરી સલાહ, સમજશકતી કે વર્તણુ, કદી એક થાતાં. આપણી મરજી, અંતકરણ, વીચાર, સખુન, કામ અને આપણો આત્મા એકમેકથી તદ્દન ઉલટાં છે ! (યસ્ન ૪૫–૨).

ઉપલા ફકરામાં જે જે બાબદોનું જુદાપણું દેખાડવામાં આવ્યું છે, તે વગર શંકાએ માણસ જાતની **આત્મીક સ્થીતીને** લગતું છે. એમાં **દુન્યવી હાલત**ની બાબદોને લાગુ પડતું એક પણ જુદાપણું દેખાડવામાં આવ્યું નથી.

## "સારાં યા માઠાંની પસંદગી" ના પ્રતાપ.

જેની પસંદગી "સારાં" ને માટે હોય છે તે માણુસ "સૌથી સરસ સુખી હાલત" ની જીંદગી ભોગવે છે.

જેની પસંદગી "બુરાઇ" માટે હોય છે તે "સૌથી બુરી હાલત" ની જીંદગી ભોગવે છે.

"ભલાં મનની જીંદગી" આત્મીક શાંતી અને ખુશાળીની વૃધ્ધી કરી, **અમર્ગી** બક્ષે છે.

"બુરા મનની જીંદગી" આત્મીક શાંતી અને ખુશાળીની વૃધ્ધી **અટકાવી,** દુન્યવી દુઃખ ઉપજાવે છે અને **અમર્ગીનો નાશ** કરે છે.

**આ બન્ને શકતીઓને ઝરથુશ્ત્રે "જોડયન" તરીકે જોઇ હતી.**

પ્રોફેસર મુલટને આ પ્રમાણે લખ્યું છે:

ઝરથુસ્ત્રે આ બન્ને શકતીઓને **જોડયન શકતીઓ** તરીકે, પોતાની **મનની આંખ્યોથી** જોઈ હતી.

આનું કારણ આ છે: જો આપણ વીચાર કર્યે કે અમુક બાબદ સાચ્ચી અને સારી છે, તો **સાથોસાથ** આપણા મનમાં તુરત વીચાર

આવ્યા વગર રહેતો નથી, કે તે સાચ્ચી અને સારી બાબદની **વીરૂધ** જતી બાબદ સાચ્ચી અને સારી **નથી.** આજ કારણસર ઝરથુસ્ત્રે એઓની "મનની આંખ્યો" માં આ બન્ને શકતીઓને **એક્કી** વખતે જનમ લેતી જોઇ; આ બન્ને **હમેશાં સાથ છે,** અને **હમેશાં ઉલટાં કામો કરતી** જોઈ.

વળી જ્યારે ઝરથુસ્ત્ર કહે છે કે "સમજદાર માણસ **સારૂં** અખત્યાર કરે છે અને બેવકુફ માણસ સારૂં **નથી** અખત્યાર કરતું, ત્યારે ખુલ્લું માલમ પડે છે કે "**દરેકને માટે મરજીનું છુટાપણું**" અથવા તો "**પસંદગી કરવાની છુટ**" હોય છે. આ બાબદ પર ઝરથુસ્ત્ર ખાસ ભાર મુકે છે.

પણ વળી **સચ્ચાઇની પસંદગી** કરવા સારૂં, એઓ માણસ જાતને મદદ કરવા ઇચ્છતા હોય તેમ એઓ જણાવે છે કે "**અહુરમઝદ પોતે**" જે સ્પેન્ત–મઇન્યુ છે, તે **સચ્ચાઇ** પસંદ કરે છે."

ગાથામાં આ બાબે નીચે મુજબ આવે છે :

"બે જોડયન શકતીઓ, સૌથી પેહલ્લે એકબીજા સાથ મસલત ચલાવી, પછી એકબીજાંથી **ઉલટાં કામ કરવા** છુટ્ટી પડી. આ બન્ને, વીચાર,

સખુન, કાર્યમાં "વધારે સારૂં" અને "બુરૂં" એમ છે. સ્પેનત-મીનો ઉંચી પંકતીની ટોંચે ચહડાવે છે, અને "સારાં" પરથી "વધારે સારાં" પર લઇ જાય છે! "અંગ્રે" **નાશ** કરે છે! આ બન્નેમાંથી સમજદાર માણુસ "સારૂં" પસંદ કરે છે; બેવકુફ માણુસ "સારૂં" **નથી** પસંદ કરતું." (યસ્ન ૩૦-૩),

વળી આ પ્રમાણે આવે છે: આ બન્ને મીનોમાંથી **નાશ કરનારી શકતી**, ખરાબ બાબદમાંની સૌથી ખરાબ બાબદ પસંદ કરે છે! અને ઓછી અક્કલનાં માણુસ પણ સૌથી ખરાબ પસંદ કરે છે! સ્પેનત-મીનો (આગળ વધારનાર શકતી) જે અહુરમઝદની સાથ, તેનાં ઘરમાં ઉપર વસે છે, અને જે **અમર્ગીની રોશનીઓ** અને **બુલંદ ખુશાળીમાં** સજ થયલી છે, તેને પણ **સચ્ચાઇ** પસંદ કીધી! જેઓ સમજદાર છે તેઓ પણ **સચ્ચાઇ** પસંદ કરે છે, અને સચ્ચાઇમાં મજબુત માન્યતા ધરાવી, તેનેજ વળગી રહી, **સારાં કાર્યોથી** અહુરમઝદને ખુશાળ કરે છે!" (યસ્ન ૩૦-૫).

## ચીનવત પુલ.

ચીનવત પુલ યા ચીનવત પેરેતુ, તે **અમર્ગીની** ઇચ્છાનો **પુલ** કેહવાય છે. આ પુલ ઓળંગયાથી માણુસને **અમર્ગ જીંદગીનો** બદલો

મલે છે. આ ઓળંગવા તેઓજ પામે છે, જેઓ **સાચ્ચા માંથ** અથવા **જીંદગીના સાચ્ચા કાયદા** પ્રમાણે ચાલે છે. પણ જેઓ **ખરાબ માંથ** અથવા **જીંદગીના ખરાબ કાયદા** પ્રમાણે ચાલે છે તેઓ, સદા જુઠુાઇનાં **ઘરમાં વાસો કરે છે**: એટલે તેઓ **અમર્ગીની આશાના પુલ** ઉપર ચાલી, તે પુલ ઓળંગી શકશે નહી, અને તેને લીધે તેઓ **અમર્ગ જીંદગીનાં** ફાયદા મેલવી શકશે નહી.

એક બુરો આત્મા, પોતાનાં બુરાં કાર્યોથી આ **સારા રસ્તાનો** નાશ કરે છે; અથવા તો આ **સારા રસ્તા** ઉપર જતાં પોતાને અટકાવે છે, અને **પોતેજ પોતાને** આ સાંરા રસ્તાથી **દુર ફેંકી દીએ છે.**

આ બાબદ નીચલા ફકરામાં જોવામાં આવે છે :

"તે કવી અને કર્પો જે આંખ્યો અને કાન છતાં તારા માંથને પીછાણવા અને સમજવા **ના** પાડે છે,—જેઓ પોતાની શકતી અને સત્તાથી ફુગાઇ જઈ, બીજાંઓને નુકસાની પોંહચાડવામાં મગરૂરી માને છે,—એવાં માણસોએ પોતાનાં અંતકરણ અને મરજીને **બુરાઇનાં હાથમાં** સોંપી દીધેલી હોવાથી, પોતાની **અમર જીંદગીનો** નાશ કરે છે! સચ્ચાઇનાં

પુલ ઉપર તેઓ જવાને ફરે છે, પણ તેઓની અંદર જે **સ્વ-ઠગાઇનો શત્રુ** છે, તે તેમણે પાછો ખેંચી લઇ, **બુરાઇના રસ્તા** ઉપર ફેંકે છે. (યસ્ન ૪૬-૧૧).

તેમજ તાહરો પોતાનો કાળો વીચાર અને કાળાં કામ, તુંને અંધકારના ખાડામાં ધસડી લઈ જશે! (યસ્ન ૩૧-૨૦).

અહુરમઝદનો છેવટનો ઇનસાફ સાથ જે ચીનવત પુલનો વીચાર જોડાયલો આપણુ જોઇએ છીએ તેનો સાર આ છે: જેઓ ભલી જીંદગી ગુજારે છે તેઓ **અત્યારથીજ** "અમર્ગીની આશાનાં પુલ" ઉપર ચાલતાં થયાં છે,—જે પુલ **બેહેશ્ત** અથવા **સૌથી સરસ** આત્મીક **જીંદગી**" તરફ લઈ જાય છે. જેઓ **ખરાબ જીંદગી** ગુજારે છે તેઓ "**અમર્ગીની આશાનાં પુલ**" ઉપર પગ મુકી શકતાં નથી, પણ **બેહેશ્ત** અથવા **સૌથી સરસ જીંદગી** તરફ જતાં અટકે છે, અને **તેનાથી દુર પડી જાય છે.** ચીનવત પેરેતુને "સચ્ચાઇની પસંદગીનો પુલ" પણ કહ્યો છે.

**સરોશ એટલે "આત્મીક-જ્ઞાણ, ભલાં મનની રોશની અથવા આત્મીક સલાહકાર" જેનું માની લઇ, તે પ્રમાણે ચાલયાથી આનંદ અને ફતેહ મલે છે.**

**સરોશ** બોલ "સુર" (સમજવું) ઉપરથી આવેલો છે, અને તેનો અર્થ "મનથી સમજવું" થાય છે; અથવા તો "**આપણુ** પોતા સાથ વાતચીત," અથવા "આત્મીક જ્ઞાણની રોશની" એમ થાય છે.

સામટું જોતાં **સરોશ**નો અર્થ આ થાય છે:—

"અહુરમઝદનો **બોલ** અથવા **તેની મરજી શું છે**, તે **મનથી સમજવું**," એટલે કે **તેની મરજી પ્રમાણે ચાલવું**; અથવા તો "**તેનાં** તરફથી આપણને મળેલી ભલાં-મનની હુશયારી, ઉત્તેજણ અને ફત્તેહ."

કવીતા રૂપી નજરે જોતાં, **સરોશ**નો અર્થ **ધર્મ શીખવનાર** અથવા તો "આપણામાં અહુરમઝદની તરફથી કામ કરનાર" થાય છે.

ટુંકમાં **સરોશ**, તે દરેકનો **આત્મીક સલાહકાર.** જે કોઈ તેની સલાહ માની, તે તાબેદારીથી અમલમાં મુકે છે, તેને **સરોશ**, સારો રસ્તો બતલાવી ફત્તેહમંદ બનાવે છે.

## દએન તે દીન અથવા શ્રદ્ધા અને દએન તે ચારીત્ર પણ થાય છે.

"દએન" એટલે દીન, શ્રધ્ધા, અથવા "મનની આંખ્યોથી જોવું." **શ્રદ્ધા અથવા ધર્મ**, આ બોલ એક માણસનાં **ચારીત્ર** અથવા તો તેનાં વીચાર, સખુન, કાર્ય સાથ ઘણો ઘાડો સંબંધ ધરાવે છે. આ સબબથી "દએન" નો બીજો અર્થ "માણસનું ચારીત્ર" પણ થાય છે. કારણ કે જો એક માણસ પોતાનાં ધર્મ ઉપર શ્રધ્ધા રાખી, તે ધર્મનાં કાયદાનું પાળણ કરે છે, તો તેનાથી તેનું **ચારીત્ર** ઘડાય છે.

ગાથાની પાછળનાં લખાણોમાં લખાણ આવે છે, કે દરેક માણસની "દએન," તે તે માણસનાં મરણ બાદ, એક ખુબસુરત યા બદસુરત જુવાન સ્ત્રીનાં આકારમાં આવી તેને મલે છે, અને **તે રવાનની સારી યા બુરી કરણી** પ્રમાણે, તેને પોતા સાથ બેહસ્ત અથવા દોઝખ તરફ લઈ જાય છે.

## માણસનાં સારાં યા માઠાં કાર્યો,—તેનાં મરણ પછી,— સારાં યા માઠાં પરીણામ ઉપજાવે છે.

આ "દએન" (ચારીત્ર અથવા કરણી), માણસના રૂહથી કોઇ

**અલગ બાબદ નથી,** પણ તેનાં પોતીકાં કાર્યોની બનેલી હોય છે. આ બાબે નીચલો ફકરો મલે છે:—"ત્યારે **તે,** જે **પોતાની દએન** હતી, તે બોલી ઉઠી: હુ ખચ્ચીત **તારી** છું; તારાથી બનેલી છું; હું તારી પોતાની દએન છું!"

આ લખાણ અલંકારીક છે. જે વીચાર આ લખાણનાં મુળમાં સમાયલો છે તે આ, કે **માણસનાં સારાં યા માઠાં કાર્યો, તેનાં મરણ પછી, સારાં યા માઠાં પરીણામ ઉપજાવે છે.**

## ગરો-દમાન.

**ગરો-દમાન** એટલે સૌથી સરસ આત્મીક ઉન્નતી, અથવા "આ પૃથ્વી ઉપર સૌથી સરસ આત્મીક શાંતી અને ખુશાળીની જીંદગી."

આ સૌથી સરસ જીંદગીનું રહેઠાણ "સૌથી સરસ સમજદારીમાં હોય છે અથવા જ્યાં સૌથી સરસ સમજદારીનું પાળણ થાય છે ત્યાં હોય છે. અંગ્રેજીમાં એને લગતો બોલ કદાચ "પૃથ્વી ઉપર બેહસ્ત" થઇ શકે.

જેને આપણ "પએગમ્બર" તરીકે ઓળખ્યે છીએ, તે તે શખ્સ છે જેને પોતાનાં **મન અને આત્માનું જીવણ,** અહુરમઝદની મરજી સાથ

એક કર્યું છે. આ ગરો-દમાન અથવા સૌથી સરસ આત્મીક જીંદગીનાં તબક્કા ઉપર તે પોંહચેલો હોવાથીજ, મઝદા પોતે, પોતાનું અણુદીઠ આત્મ-ગ્નાન તેની સમક્ષ ખુલ્લું કરે છે. જ્યારે તેને માટે એમ કેહવાય છે કે તેને ખોદાને જોયો યા અહુરમઝદ સાથ વાતચીત કીધી, તેનો ઉકેળ આજ થાય છે.

આ સૌથી ઉંચ તબક્કાની આત્મીક હાલત માટે અવસ્તામાં "તમામ ખુલંદી અને ખોરેહનું ચળકાતવાળું ઘર" એમ કેહવામાં આવે છે.

## દુજો-દમાન.

**દુજો-દમાન** એટલે આત્મીક ખરાબી, અથવા તો "પૃથ્વી ઉપર સૌથી બુરી આત્મીક જીંદગી." અંગ્રેજીમાં એને મલતો બોલ કદાચ "પૃથ્વી ઉપર દોઝખ" થઇ શકે.

## અહુરવતાત અને અમેરેતાત.

**અહુરવતાત**=આત્માની દરૂસ્તી.

**અમેરેતાત**=આત્માની અમર્ગી.

આ બન્ને હાલતો ત્યારેજ પહોંચી શકાય છે, કે જ્યારે અહુર-મઝદનાં કાયદાનો અમલ હરરોજની જીંદગીમાં થાય છે.

## અશ અને દ્રુજ.

અશ=સચ્ચાઈ અથવા સૌથી સરસ વ્યવસ્થા.

દ્રુજ=જુઠ્ઠાઈ અથવા ગુંચવાડો અને અંધકાર. (chaos).

**આરમઇતી,—પવીત્ર મોતેબર અને સભ્ય ખવાસ જેનાથી**
**માણુસમાં સારી સમજદારીની સત્તા આવે છે,—**
**જે સૌમાં હોવી જોઇએ.**

**આરમઇતી**=ભલું ચાહનારો સભ્ય વીચાર અને પવીત્રાઈ; અથવા પવીત્ર મોતેબર ખવાસ. એક સારા ચારીત્રનાં તમામ ગુણોમાં,—ગાથામાં, આરમઇતીનાં ગુણને સૌથી અગત્યનું અને પેહલું સ્થાન આપેલું છે. તે સચ્ચાઇ અને પવીત્રાઇ શીખવી, સારાં કામોની ઇચ્છા ઉત્પન્ન કરે છે. માણુસમાં તે "**સારી સમજદારીની સત્તા**" સ્થાપે છે; અને **આ સત્તા સૌ કોઇમાં હોવી જોઇએ.**

પારામાઇતી,—તુમાખી ખવાસ જેનાથી માણુસમાં "બુરી સત્તા અથવા કમ સમજદારીની સત્તા આવે છે. આ બુરી સત્તા કોઇમાં પણ હોવી જોઇએ નહી.

**પારામાઇતી** તે આરમઇતીથી ઉલટો ખવાસ છે. પારામાઇતી એટલે મનની તુમાખી; અથવા તુમાખીભર્યો ખવાસ. આ ખવાસ બુરી સત્તાથી **કમ સમજદારીની સત્તાથી** ઉત્પન્ન થાય છે, અને **આ સત્તા કોઇમાંબી હોવી જોઇએ નહી.**

આ બાબે ઝરથુસ્ત્ર કહે છે:-

"જેને આ દીન સમજાવવામાં આવશે, તેનામાં **આરમઇતી** કેવી રવેશે આવશે?"

આની મતલબ આ છે કે આ દીન સમજવા માટે જે ચીજની સૌથી પહેલી જરૂર તે **આરમઇતીની ખાસ્યતની** છે; એટલે તે માણુસમાં સભ્યતા, ભલાં મનનો વિચાર અને ધર્મીપણું અથવા પવિત્ર સભ્ય ખવાસ હોતો જોઇએ.

જ્યારે માનવીનાં મનમાંથી **પારામઇતી (તુમાખી) દુર થશે,** (જે

તુમાખીને લીધે તેનામાં તમામ ભલી બાબદો અને ભલા માણસો તરફ ધીક્કાર અને નુકસાની પહોંચાડવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે) ત્યારે તેના મનમાં **સારી સમજદારી** દાખળ થશે, અને ત્યારેજ તે દીનને લગતી બાબદોની સચ્ચાઈ સમજી તેનો સ્વીકાર કરશે.

## "હોરમઝદનાં પોતાના ઘરમાં રેહવું."

"સચ્ચાઈનાં તે સીધ્ધા રસ્તાઓ જ્યાં અહુરમઝદ પોતે વસે છે."

જ્યારે માણસનાં મનમાં "સારી સમજદારીની સત્તા" આવે છે, અને તેને લીધે જીંદગી ગુજારવાનો સાચ્ચો રસ્તો તે લીએ છે,—જ્યારે પોતાનાં દરેક કામ અને હકુમતમાં જેમ **અહુરમઝદ પોતે સૌથી સરસ સચ્ચાઇ અને સૌથી સરસ ઇનસાફનાં કાયદાથી રાજ કરે છે,** તેમ તે પણ સચ્ચાઇ અને ખરા ઇનસાફથી રાજ કરવાને કોશેશ કરે છે,—ત્યારે તેને માટે કવીતા રૂપી ભાષામાં, ગાથામાં એમ કેહવામાં આવ્યું છે કે "અહુરમઝદની સાથે "તેનાં" પોતાના મકાનમાં તે રેહશે."

## ભલાં કાર્યો.

તે બીજાંઓ માટે કીધેલાં દરરોજના સાદાં, સભ્યતા અને

મીઠાસ મમતાવાલાં કાર્યો છે, જેનાથી બીજાંને સુખ અને ખુશાળી ઉપજે છે.

## યસ્‍ન.

**યસ્‍ન** એટલે અહુરમઝદનાં પવીત્ર પ્યારને ખાતર કીધેલી સેવા; અથવા તો **તે** ભલાં અને માહભારત કાર્યો, જે માટે ઉમદા પ્રકારની હીમ્મત અને ચીવ્વટાઇની જરૂર હોય છે; જેનાથી મોટી મુશકેલીઓ અને મુસીબતોનો સામણો, **પાછળ હઠયા વગર** કરી, ફતેહમંદ લડાઈ કરવી પડે છે, અને જેનાથી ચોગમ ખુશાળી પંથરાય છે.

## ભલાં જીવતાં માણસો માટે યસ્‍ન.

તે તેઓનાં કોઈ માહભારત અને ભલાં કાર્યમાં આપેલી મદદ અને સેવા.

## ભલાં ગુજરેલાં માટે યસ્‍ન.

પોતાની જીંદગીમાં કોઇ સ્ત્રી યા પુરૂષે આ પૃથ્વી ઉપર કોઈ મહાન કાર્યો આરંભ્યાં હોય **તે કાર્યોને** તેઓનાં મરણ બાદ ચાલુ આગળ ધપાવવાં તે.

## અશ.

**અશ.** જે કાંઈ ખરૂં યા સીધ્ધું યા સાચ્ચું તેને માટે ગાથામાં વપરાતો ઘણો અગત્યનો શબ્દ તે "અશ" છે. આ શબ્દ બીજી રીતે પણ વપરાયો છે, જેમ કે "સચ્ચાઈ, ઇનસાફ, અને વ્યવસ્થાનો કાયદો." અથવા તો સચ્ચાઇ, ઇનસાફ, અને વ્યવસ્થા. બીજી ભાષામાં કોઇબી એક બોલ એવો મલી શકતો નથી જે "અશ" ની પુરેપુરી ખુબીનો ખ્યાલ આપી શકે.

**અશ** એટલે "તમામ બાબદો માટે જે સાચ્ચી વ્યવસ્થા આ દુન્યામાં થવી જોઇએ તે." અથવા તો તમામ બાબદોની વ્યવસ્થા એવા સાચ્ચા કાયદાથી થવી જોઇએ કે જે સાચ્ચો કાયદો, તમામ દુન્યાનાં કર્તાએ, પ્રથમમાં **પોતે** આ દુન્યા માટે વીચારી હતી. પ્રોફેસર દારવીનનાં જમાનાથી આપણ જાણતાં આવ્યાં છીએ કે "ખુદરતનાં નેમી આપેલા કાયદા પ્રમાણે, કુલ જગત થવા પામી છે."

### અશનો કાયદો ખુદ અહુરમઝદનો એક ભાગ છે.

**અશનો કાયદો** કે જેનાંથી અહુરમઝદ કુલ જગત ઉપર રાજ ચલાવે છે, **તેજ** કાયદો સાચ્ચી વ્યવસ્થાનો અથવા આગળ વધવાનો કાયદો છે; અને આ અશનો કાયદો, તે ખુદ અહુરમઝદની પોતાની હસ્તીનો એક ભાગ છે.

આ ઉપરથી જોઈ શકાય છે કે, આ ખુદરતી કાયદો, અહુરમઝદથી અળગ, કોઈ બાહેરની બાબદ નથી. "તેનાં કાયદા" તે તેનાં પોતામાંથી ઉત્પન્ન થયલા હોય છે, અથવા તો તે તેનાં પોતાનાં એક ભાગ છે.

## માનવીની રોજની જીંદગીમાં અશનો કાયદો ઘણો અગત્યનો ભાગ ભજવે છે.

આપણી રોજની જીંદગીમાં "અશનો કાયદો" કાંઇ થોડી અગત્યતા ધરાવતો નથી. જેબી કાંઇ સાચ્ચું, ઇનસાફી, અને પવીત્ર છે, તે તમામ આ કાયદામાં સમાઈ જાય છે. આ સચ્ચાઇ, ઇનસાફ, અને પવીત્રાઇ આપણામાં આવવા પામે તેમ દરેકને કોશેશ કરવાની છે.

"માણુસ અને માણુસ વચ્ચે સૌથી સાચ્ચો ઇનસાફ કરવો" તેજ આ અશનો કાયદો શીખવે છે; અથવા દરેકને તેનો પુરો હક્ક આપવો,— નહી કે માણુસે પોતે ઘડેલા અપુર્ણ કાયદા પ્રમાણે, પણ અહુરમઝદે નક્કી કીધેલા કાયદા પ્રમાણે.

માણુસાઈ હવસથી આ દુન્યામાં જે ખરાબી થાય છે, કે જેનાથી માણુસ જાનવરી ખાસ્યત ઉપર ગબડી પડે, **તેનાં** તરફ "અશનો કાયદો" તીરસકારથી જુએ છે.

ગાથામાં અહુરમઝદને "અહુર-અશ-મઝદ" અને "અશ-હઝાઓશ" કરી ઓળખ્યો છે, એટલે કે "વ્યવસ્થા, સચ્ચાઈ અને ઇનસાફનાં કાયદા સાથ એક થયલો, યા મલી ગયલો;" એનું કારણ આ છે કે અહુરમઝદ પોતે અશનાં કાયદાથી રાજ ચલાવે છે, અને આ કાયદો બીજું કાંઈજ નહી પણ તેનો એક ભાગ છે.

## ફ્રવશી.

પાછળનાં અવસ્તામાં **ફ્રવશી** અને **અશી** બોલો આવે છે તેની સમજણ આપવાની જરૂર છે. **ફ્રવશી** શબ્દ, "ફ્ર" (આગળ યા વધતું) ઉપરથી ઉપજ્યો છે. અને **અશી**નો અર્થ "આશીરવાદ પામેલો નતીજો" અથવા "આશીશ પામેલા જીંદગીનાં બનાવો," યા "આશીશ પામેલું નસીબ" થાય છે.

**ફ્રવશીઓ** એટલે **તે** બળવાન આત્મીક શકતીઓ અથવા તકદીરો, જેની ચળવળથી કુલ જગત ચાલુ રહી, આગળ અને વધુ આગળ, પોતાની પ્રગટી કરી રહી છે. આ ફ્રવશીઓ અથવા તકદીરની આ છુપી આત્મીક શકતીઓ, તમામ જીવતી જાગતી, અને તમામ સ્થીર પેદાયશમાં કાર્ય કરી રહી છે. **ખુદરતનાં** બાબમાં આ ચળવળ અનજાણપણે તેનામાં ચાલુ કાર્ય કરી રહી છે અને આ ચળવળથી આપોઆપ ખુદરતની આગળ ધપતી વૃધ્ધી થવા પામે છે. માણુવીનાં બાબમાં આ ચળવળ અને વૃધ્ધી, માણુવીની રાજીખુશી, અથવા પોતાની મરજીથી થવા પામે છે.

પાછળનાં અવસ્તામાં આવતા શબ્દો "ફ્રવશી અને અશી," તે ગાથામાં આવતા "સ્પેનત–મઈન્યુ" શબ્દને મલતા આવે છે; કારણ જ્યારે અવસ્તાનો "ફ્રવશી" નો અર્થ "તમામ ભલાંનો અર્ક" અથવા તો નૈતીક યા આત્મીક શકતી યા તકદીર, જેનાથી કુલ જગત આગળ અને આગળ કુચ કરતી રહી સારી પ્રગટી કરે છે એમ થાય છે; અને **અશીનો** અર્થ "આશીશ પામેલો વધારો યા સારૂં નસીબ, જે એક માણુસનાં બાબમાં તેનાં પોતાનાં સારાં કાર્યોને લીધે તેને માટે થવા પામે છે, એમ થાય છે. ત્યારે ગાથાના "સ્પેનત મઈન્યુ" નો અર્થ "તમામ ભલાંનો

આત્મા" થાય છે; આ "તમામ ભલાંનો આત્મા" દરેક માણસનાં પોતાપણામાં ગોયા પ્રથમથીજ ગંથઇ રહેલો હોય છે, અને તે માણસને માટે જેબી કાંઈ "સારૂં" થવા પામે છે, તેનું મુળ છે; અથવા તો તમામ નૈતીક, ખુદરતી અને મણુની સારી શકતીઓ, જે અહુરમઝદે દરેક માણસમાં પ્રથમથી પેદા કીધેલી હોય છે, અને જેનાથી તે પોતાનો અને કુલ દુન્યાનો આગળ અને વધુ આગળ સુધારો કરી શકે છે તે છે.

## ફ્રવશી હમેશાં સારી હોય છે તેમજ સ્પેનતા મઇન્યુ પણ સારૂં હોય છે.

"બુરી ફ્રવશી" કદી પણ હોતી નથી. ફ્રવશી હર હમેશ **સારી** હોય છે. તેજ પ્રમાણે "સ્પેનત મઇન્યુ" પણ સદા કાળ **સારી** હોય છે. કારણ કે આ બન્ને "તમામ ભલાંનો અર્ક, યા આત્મા છે."

## માણુસ જાતની સુખી હાલત, તે આગળ થઇ ગયલા વખતની અને હાલના વખતની સામાન્ય નૈતીક ચળવળમાંથી ઉત્પન્ન થાય છે.

આગળા જમાનાનાં ભલાં નામવર માણુસોની આ દુન્યા માટેની ફાયદો કરનારી ચળવળો, તે આવતા જમાના માટે એક "વારસા" સમાન બની

રહે છે. આ કારણુસર પૃથ્વી ઉપર માણુસ જાતની આબાદીભરી સુખી હાલત, તે આગળા વખતની અને હાલની સામાન્ય નૈતીક ચળવળમાંથી ઉત્પન્ન થયલી હોય છે.

## નવો જમાનો બનાવનાર ફ્રવશીઓ.

દુન્યાંને ફાયદો કરનારી દરએક ચળવળથી, દુન્યા એક કદમ આગળ વધે છે. પણ સૌથી ઉત્તમ ફાએદો કરનારી ફ્રવશીઓ તે છે, જે " જમાનાંને નવી બનાવનાર " અથવા " નવો યાદગાર ઝમાનો બનાવનાર " ફ્રવશીઓ હોય છે.

આ ફ્રવશીઓ ચોક્કસ વખતે દુન્યા માટે, એવું એક નામવર અને ભલું કરનાર માનવી ઉભું કરશે, કે જેની બુલંદ ચળવળથી દુન્યા " નવી " બનશે.

પણ આ " નવા વખત " ને પણ કોઇ હવે પછી આવતા જમાનામાં " વધુ સારો " બનાવવાની જરૂર ઉભી થશે; અને આ પ્રમાણે દરેક " નવા બનેલા " જમાનામાંથી, દુન્યા જોર પકડતી કદમ બ કદમ આગળ વધતી રહેશે, તે ક્યાં સુધી કે અંતે **સૌથી છેવટનાં જમાનામાં** દુન્યાને નવ

બનાવનાર **સૌથી ફ્રતેહમંદ** માનવી યા "શોશયન્ત" (સૌથી ઉત્તમ ફાયદો કરનાર) ઉભું **થશે**, જે વખતે દુન્યા "નવી" બની, સદા કાળ માટે "નવી" યા તાઝગીભરી રહેશે. મરણ પામેલાં પાછાં ઉઠશે, અને "નાશ" નાબુદ થશે."

## માણવીનું પોતાપણું.

અવસ્તા લખાનોમાં દરેક માણુસનાં પોતાપણુામાં ૫) શકતીઓ હસ્તી ધરાવતી બતાવે છે. આ ૫) શકતીઓ નીચે પ્રમાણે છે:—ફ્રવશી, દએન. ઉરવન, બઓદધહ, અને અહુ. આમાંથી "ફ્રવશી" ની સમજણ આપી ચુકાઈ છે.

## દએન અથવા ચારીત્ર સારૂં યા બુરૂં હોઇ શકે છે.

**દએન,** માણવીનો તે ભાગ છે, જે તેની વાચા અને કાર્યનો બનેલો હોય છે. આ તેનું "active-self" યા તેનું **ચારીત્ર** છે. એક માણુસનું "active-self યા ચારીત્ર સારૂં યા બુરૂં હોય છે, જે પ્રમાણે તેનું "ઉરવન" અથવા તેની ઇચ્છા–શક્તી સારી યા બુરી હોય છે. આ સબબસર દએન અને ઉરવન વચ્ચે ઘાડો સંબંધ હોય છે.

## ઉરવન પણ સારૂં યા બુરૂં હોઇ શકે છે.

**ઉરવન,** "માણુસનો આત્મા" અથવા "ઇચ્છાનું તત્વ" અથવા તે ભાગ છે જે તેની ઇચ્છાનો બનેલો હોય છે. આ ઇચ્છાઓ સારી યા બુરી હોઈ શકે છે, તેથી ઉરવન પણ સારૂં યા બુરૂં હોય છે.

## અહુ અને બઓઇદંઘહ.

**અહુ,** માણુવીનો દુન્યવી ભાગ અથવા vitality (જોર) છે.

**બઓઇદંઘહ,** માણુસનો આત્મીક ભાગ, અથવા આત્તીક હુશયારી (Consciousness) છે. જ્યારે અહુ (દુન્યવી ભાગ) બઓઇદંઘહ (આત્મીક ભાગ) થી છુટ્ટો પડે છે, ત્યારે બઓઇદંઘહ **અમર** રહે છે. માણુવીના મરણ વખતે આ પ્રમાણે થવા પામે છે.



# ખોરદેહ અવસ્તાના શીક્ષણની થોડીક સમજણ.



ખોરદેહ અવસ્તા (નાની અવસ્તા) જરથોસ્તીઓની રોજીંદી બંદગીઓની કીતાબ છે. આમાં દરરોજ ભણવાની બંદગીઓ ઉપરાંત, થોડીક બંદગીઓ ખાસ અવસરે ભણવામાં આવે છે તેનો પણ સમાવેશ કર્યો છે. ખોરદેહ અવસ્તામાં જો કે અહીં તહીં ગાથાનાં ફકરાઓ આવે છે, પણ ઝરથુસ્ત્રનાં ગાથા, અથવા ઝરથુસ્ત્રે રચેલી કવીતા રૂપ બંદગીઓ તદ્દન અલગ છે; અને આ કવીતા રૂપ બંદગીઓમાં ઝરથુસ્ત્રે ખુદ પોતે શીખવેલાં શીક્ષણો, તેનાં અસલ નીરમળ રૂપમાં રજુ કરેલાં આપણ જોઇયે છીએ.

ખોરદેહ અવસ્તાની બંદગીઓ મોટે ભાગે **એકજ** વખતે રચાયલી જનાતી નથી. તેમાં જુદે જુદે ઠેકાણેથી જુદે જુદે વખતે રચાયલી બંદગી-ઓનાં ફકરાઓ આવેલા આપણને મલી આવે છે. આ ફકરાઓ ગાથા યા બીજી યસ્નમાંથી લીધેલા હોય છે. બીજું આ બંદગી અવ્વલથી આખર સુધી એક ભાશામાં લખાયલી નથી, પણ તેની જોડે ઝંદ ભાશામાં લખાયલા ફકરાઓ, અથવા પહેલવી, પાઝંદ અને ફારસી ભાશાઓના ફકરા હોય છે.

હાલનાં લખાણો (Tests) છે, તે હખામીનયન પાદશાહઓના વખતમાં હેયાત લખાણો પરથી રચાયલાં છે, અને તેમાં વખતો વખત ફેરફાર (revisions) થતાં રહ્યાં છે. આવું પહેલ્લું revision અરદેશર બાબેગાનનાં જમાનામાં થયું હતું, કે જે વખતે તે પાદશાહે અસલ સલતનત, પારથ્યાનાં રાજા પાસે ૫૦૦ વર્ષ પછી પાછી હાથ કીધી.

દાખ્યા નામ સેતાયશ, અને આવી બીજી બંદગીઓ ખુદ અહુરમઝદની સેતાયશ છે. જ્યારે ન્યાએશોમાં અહુરમઝદની સેતાયશ સાથ "તેનાં" પેદા કીધેલા સુર્ય, ચંદ્ર, જળ, અગણી વીગેરેની તારીફ કરવામાં આવી છે. જે ખાસ યાદ રાખવાનું છે તે આ કે, આ ન્યાએશોમાં આપણ સુર્ય, ચંદ્ર, વીગેરેની બંદગી કદી કરતાં નથી, પણ તેનાથી થતા ફાયદાનું બ્યાન કર્યા પછી, આપણ "તેનો" (અહુરમઝદનો) એકલાનો આભાર માન્યે છીએ, અને "તે" એકલાનીજ બંદગી કરીયે છીએ.

આજ રીતે "અમશાસ્પંદો" ની (આપણામાં અહુરમઝદની આત્મીક શકતીઓ છે તેની) તારીફમાં બંદગીઓ છે, તેમજ યજદોની (આપણાં ભલાં માટે આ દુન્યામાં આત્મીક શકતીઓ કાર્ય કરી રહી છે તેની) બંદગીઓ

છે; પણ આ આત્મીક શકતીઓનાં મુળ તરીકે અહુરમઝદનેજ પીછાણ્યો છે, અને "તેની" જ બંદગી કરવામાં આવી છે.

કોઈક બંદગીઓમાં ઈતીહાસની બાબદો પણ આવે છે, જેમકે કોઈ માભારત અને અક્કલમંદ શેહેનશાહની, કોઈ ધાર્મીક શખ્સનાં ભલાં કાર્યોની યાદ કરી છે; અને પોતાની ફતેહની શુક્રગુજારી તરીકે તેઓએ કેમ અને કયા ચોક્કસ આતશો, ચોક્કસ પાહડો પર સ્થાપીત કર્યા હતા તેનું વર્ણન કર્યું છે. અહુરમઝદને અર્પણ કરેલા આવા આતશોમાં મુખ્ય જે યાદ કર્યા છે તે આદર ફ્રોબા, આદર ગુશસ્પ, આદર બુરઝીન મેહર છે. તમે પુછશો કે બંદગીમાં ઇતીહાસ શા માટે ? પણ કોઈબી માહન ભલું કાર્ય, કોઈ પણ માહન અશો શખ્સ જેનાથી દુન્યાને માહન ફાયદા થયા હોય, અને દુન્યા એક દગળું આગળ વધી હોય, તો તે માહન નર નારી, અથવા તો તે માહન કાર્યને, અહુરમઝદની સનમુખ યાદ કરવા લાયક સમજતાં; કારણ આ માહન શખ્સો અને માહન કાર્યો, અહુરમઝદનીજ પેદાયશ હતી, અને "તેની મદદ અને મેહર વગર હોઈ શકત નહી.

દોઆ તનદરોસ્તી અને આફ્રીનની બંદગીઓમાં આપણ, તે કીરતારથી તનદરોસ્તીની, આત્મીક અને દુન્યવી શારીરીક વૃદ્ધીની આરજુ કરીયે છીએ.

આ બંદગીઓ ઉપરાંત, અશો ગુજરેલાંનાં આત્મા અને ફ્રવશી યા ફ્રરોહરની યાદની બંદગી છે. આ બંદગી ઘણી સુંદર અને ઉંચ પ્રેરણા ઉત્પન્ન કરનારી છે, અને હવે પછીની જીંદગી માટે ઘણા આશાવંત બનાવનારી છે. કાલબુદનાં મરણ બાદ, "ફ્રવશી" ની ચળવળ મંદ પડતી નથી. આ અશોની ફ્રવશીઓ સદા કાળ જીવે છે અને પોતાનાં આત્મીક ભુવણ પરથી જીવતાંના ભલાં કાજે તેમજ દુન્યાની આત્મીક બેહતરી કાજે કાર્યો કરે છે. આપણ તેઓની ભલી યાદ કર્યે તેનાં આરઝુમંદ રહે છે, અને તેમ હોવે ખુશાળ હોય છે. તેઓ આરજુ કરે છે કે આપણ પણ આ દુન્યામાં અશો જીંદગી ગુજાર્યે, જેમ કર્યાથી આપણાં પર તેઓનો છાયો પ્રસરે છે અને તેઓનાં આશીરવાદ આપણા પર ઉતરે છે. ગુજર પામેલાંની ફ્રવશીઓની યાદ કર્યાથી, આપણામાં ભલી જીંદગી ગુજારવાનું જોમ આવે છે,—પ્રેરણા થાય છે. અને ભલા વીચાર, સખુન, કાર્યને લીધે આ દુન્યામાં આપણી આમદથી વધતો ઓછો ફાયદો થવા પામે છે.

હફ્તન યસ્તમાં તેમજ બીજી થોડી બંદગીઓમાં, પશુ, પંખી, ઝાડપાણ, જમીનની ઉત્પત્તીની યાદ કરી છે, અને તેની જાળવણી અને વધારા માટે

આપણ દોઆ માંગીયે છીએ, કારણ તેનાં વધારાથી દુન્યા આબાદ બને છે. ટુંકમાં, જે કોઈ ચીજથી મોટા પાયા પર દુન્યાની વૃધ્ધી અથવા આબાદી થાય છે તેની તારીફ કરવામાં આવી છે. તેની **પેદાયશનાં** ગીત ગાયાથી "**તેનાજ**" ગીત ગાયા મુઆફક છે,—જે સવે સારાંનો સરજનાર છે; જે **એકલોજ** તારીફ લાયક છે; અને જે સારી દુન્યા પર હકુમત ચલાવનાર છે. તેની સારી પેદાયશોની કરેલી ખુલ્લી સ્તુતી, આપણામાં તેના અચુક પ્યાર, ભલમનસાઈ, મેહર અને નેગાહ માટે, અજાયબીથી ભરપુર શુક્રગુઝારી ઉભરે છે; કે જે અચુક પ્યાર, ભલમનસાઈ, રહેમદીલી અને નેગેહબાનીને લીધેજ આપણ પર તેનાં મોટાં દીલની નવાજેશો ઉતરે છે.

માણવીનાં માહન કાર્યો, અને અશો નર નારીની યાદનાં વર્ણનથી આપનામાં બંદગીની જરુરયાતનું ભાન આવે છે; કે જે બંદગીથી આપનામાં "તેની" હીમ્મત ઉત્પન્ન થાય છે,—"તેનાં" ભલાં મનની હુશીયારી અને મજબુતી આવે છે. આ હીમ્મત, મજબુતી, ભલાં મનની હુશીયારી તે કાંઇજ નહી, પણ "તેનાંથી" ઉત્પન્ન થયલી મદદગારી છે. અને આ "તેની" મદદગારીની રૂએ આપણ આપણી પોતા તરફની ફરજો, તેમજ આપણા અતરાફ-

નાઓ તરફની ફરજો, તેમજ કુલ દુન્યાની બેહતરી માટેની ફરજો બજા લાવવા સામર્થવાન બનીયે છીએ.

એક જરથોસ્તી, પોતાનીજ આત્મીક ઉન્નતી માટે બંદગી કરતો નથી. પણ અતરાફનાઓની તેમજ કુલ દુન્યાની આત્મીક બેહતરી માટે દોઆ ગુજારે છે. ખોરદેહ અવસ્તાની ઉપલી બંદગીઓની આ ટુંક સમજણ છે. પણ આપણી એ નાની બંદગીઓ **અષેમ વોહૂ** અને **યથા અહૂ વઇર્યોમાં** "અહુરમઝદનો અશનો કાયદો" અચુક રીતે ગંથાયલો છે. જે કાયદો સારી ખળકત માટે છે અને કદી ન બદલાતો છે. ગોયા એક નાહનાં કોટળાંમાં આ બંને નાહની બંદગીઓ **તેની મરજી, તેનો બોલ યા આત્મીક કાયદો** આપણ સનમુખ ધરે છે. "તેની" નેમ શું છે, તે આ બંને બંદગીના **સાચ્ચા બોલ**માં આપણી સામને ખરી રહે છે. આ સાચ્ચો બોલ આશા અને સુખશાંતીથી ભરપુર છે. ખરી રીતે જોતાં અષેમ અને યથાની નાહની બંદગીઓ અહુરમઝદના **કાયદાનો અર્ક છે**: તે સમજાવે છે જે "અશ (સચ્ચાઈ, પવીત્રાઇ, પવીત્ર પ્યાર) સૌથી સરસ છે." તે શીખવે છે જે "સુખ તેને, જેનાથી બીજાંને સુખ."

આ બંને બંદગી માટે કહે છે જે, અહુરમઝદે પોતે તે ઝરથુસ્ત્રને શીખવી. અને અહુરમઝદે પૃથ્વી અને આકાશ બનાવ્યાં **તેની આગમચ** આ બંને બંદગી "તેની" સાથ હતી. (બાઇબલ સાથ એનો મુકાબલો કરો. જેમાં કહે છે: શરૂઆતમાં તે બોલ હતો, તે બોલ ખોદા સાથ હતો, અને તે બોલ ખોદા હતો. તેજ સૌથી શુરૂઆતમાં ખોદા સાથ હતો).

ઝરથુસ્ત્રનું **આત્મીક વીચારનાં** ઉંડાણ**માં** ઉતરવું તેને ઝરથુસ્ત્રની "અહુરમઝદ સાથ વાતચીત" ની ઉપમાં આપી છે. ગાથાનાં ૩૧–૩ માં ઝરથુસ્ત્ર બંદગી કરે છે: સચ્ચાઇની આત્મીક રોશની મારફતે, તારા મોહડેનાં બોલે તું મને શીખવ! ગાથાનાં ૪૪ ના હાઓમાં ઝરથુસ્ત્ર બંદગી કરે છે: હું જે **તુંને** પુછું છું, તે તું મને સાચ્ચું કહે! અને ૪૩–૧૨ માં વળી બંદગી કરે છે! જ્યારે **તારૂં** ફરમાન છે કે આત્મીક હુશયારીની ટોંચે હું પહોંચું, તો તેમ હું કરીશ. પણ જેનાં ઉકેળની બસારત **તારા** તરફથી મને નહી થઈ હોય, તો તે માટે તું મને હોકમ કર કે તે હું ખુલ્લી રીતે જાહેર કરૂં નહી!"

આ રવેશે **આત્મીક વાતચીત** મારફતે, સચ્ચાઇ માટેની ઉલતથી ઝરથુસ્ત્ર તેનો બોલ શીખે છે. તેનામાં આત્મીક રોશની ફેલાય છે. પોતાનાં **મનનાં કાનથી** તે **અહુરમઝદનો** બોલ સમજે છે અને પોતાનાં **મનની આંખોમાં** "તેને" જુવે છે. જે જવાબ ઝરથુસ્ત્રે પોતે પોતાને આપ્યો, **તે જવાબ** "અહુરમઝદનો બોલ" હતો. **તે જવાબ** ઝરથુસ્ત્રને "તેનાં" ભલાં મનની હુશયારી, સમજદારી, અને રોશનીથી મળ્યો.

ત્યારે ઝરથુસ્ત્ર કહે છે: હું એ પાર ઉતારીશ! કારણ જે "તેં" મને કહ્યું, તે સૌથી સાચ્ચું અને શ્રેષ્ટ છે!

આ મીસાલ "તેનો" બોલ ઝરથુસ્ત્ર શીખ્યા, "તેની" સચ્ચાઇની આત્મીક રોશનીથી, "તેનાં" મોહડાંના બોલથી શીખ્યા. આ **બોલનું** પાળણ ઝરથુસ્ત્રે પોતાની રોજની જીંદગીમાં કર્યું; તેમાં પક્કા બન્યા, અને **ત્યારેજ** ઝરથુસ્ત્રે "તે બોલ" દુન્યાને આપ્યો.

આ રવેશ "અષેમ અને યથા"નું શીક્ષણ "તેનાં" શીક્ષણનો **અર્કં** છે. **તે** અહુરમઝદનો "બોલ" છે; તેની મરજી, તેનો કાયદો છે. આ કાયદો, આ મરજી, આ બોલ, અહુરમઝદે પોતે ઝરથુસ્ત્રને શીખવ્યો.

ત્યારે આપરે દોઆ ચાહીશું કે, આ અવસ્તાની બંદગીઓ, આપણુ માટે **વગર સમજણુની નહી થઇ પડે.** તે બંદગી માત્ર મોહડેથી બોલાયલી નહી, પણુ **દીલથી બોલાયલી** થાઓ. તેનું ઉંચ શીક્ષણુ આપણુની રગોમાં પેવશ થાઓ. તે શીક્ષણુ આ પ્રમાણે છે :—

(૧) અહુરમઝદ સૌથી સરસ સચ્ચાઈ, સૌથી સરસ પવીત્રાઇ, સૌથી સાચ્ચો અને પવીત્ર પ્યાર. સૌથી સરસ કાયદો અને સૌથી સરસ બ્યવસ્થા છે.

(૨) આ અહુરમઝદ અથવા અચુક આત્મીક શકતી, આપણુ દરેકની અંદર છે, અતરાફ છે, અને સઘળે ઠેકાણે છે.

(૩) "તેનાં" એકસરખા કાયદા યા મરજી પ્રમાણે દરેકને ચાલવાનું છે. તે આવી રીતે ચાલવાનું છે કે **અશના કાયદા મારફતે** દરેકે પોતાની આત્મીક ઉન્નતી કરી આગળ અને આગળ વધવું છે. અને આજ કાયદા મારફતે દુન્યાનો આત્મીક સુધારો કરવાનો છે.

(૪) આ રીતે અંતે, આપણુ પોતાનામાં અને તમામ દુન્યામાં "રસ્તાખેજ" ઉત્પન્ન થવા પામશે. એટલે કે આપણામાં તેમજ કુલ જગતમાં "નવીન અને તાજી આત્મીક ખુશાળી" ઉત્પન્ન થશે.

આ માહન અને પુરાણી દીનની સચ્ચાઈ, આપણુ દરેકને ભલી જીંદગી ગુજારવાને પ્રેરે, આપણુ દરેક પર એનો છાયા કાયમ રહે, અને આ ભલી દીન, આ સાચ્ચી દીન, આપણુ દરેકને અશોઇનો માર્ગ બતલાવતી રહે. એમ હોજો !





આ પુસ્તક મી૦ દીનશાહ શાપુરજી મસાનીએ મુંબઇનાં કોટમાં નં૦ ૧૯,
બેંક સ્ટ્રીટ, ક્રોસ લેન ખાતે ધી ફ્રશો-ગર્દ પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું છે,
અને લેડી દસ્તુર, "ધી મેનઝ", ૫૧, ન્યુ મરીનલાઇનસ મધેથી
પ્રગટ કર્યું છે.

